સતપંથ પ્રકાશક મહા મંડળની

# પાંચમી કૉન્ફરન્સ.

2-7-1923

Reg. No. 27

## પ્રમુખ—માંગરોળની ગાદીવાળા મૌવલાના પીર મોટામીયાં સાહેબનું ભાષણ.

સ્થળ—નવસારી, સૈયદ સાદાત સાહેબની દરગાહ.

તારીખ—૧૨ માહે મે ઈ. સ. ૧૯૨૩. તા. ૨૫ માહે રમઝાન શરીફ હી સ. ૧૩૪૧ વાર શનીવાર, સંવત ૧૯૭૯.

છપાવનાર-સૈયદ સદરૂદીન એચ. દરગાવાલા,
સતપંથ પ્રકાશક મહામંડળના જનરલ સેક્રેટરી—નવસારી.

છાપનાર—હરગોવનદાસ હરકીશનદાસ,
ઠે. શ્રી 'અંબીકા વીજય' પ્રીન્ટીંગ પ્રેસ, બરાનપરી ભાગોળ સુ.

## માંગરોલની ગાદીવાળા મોવલાના પીર મોટામીયાં સાહેબનું ભાષણ.

"જે આકાશ અને પૃથ્વીમાં છે તે ખુદાનુંજ છે. ખરેખર ખુદા સાધન વાળો અને સત્ય છે. પૃથ્વીમાં ઝાડ છે તે કલમ હોત અને મહાસાગર સીયાહી હોત અને તે ઉપરાંત બીજા સાત સમુદ્રથી તેને મદદ કરવામાં આવે તોપણ ખુદાના શબ્દો પુરા થાય નહીં. ખરેખર ખુદા શકિતમાન અને સત્યકર્તા છે."
—કુરાને શરીફ.

જનાબ મીર પ્યારે સાહેબ, સૈયદ સદરૂદીન સાહેબ અને
સતપંથી સમાજનો.

આપ સાહેબે આપની આ કોન્ફરન્સના પ્રમુખ તરીકે મને પસંદ કરી આપ સાહેબોની સાથે મુલાકાત કરવાની તથા બે શબ્દો કહેવાની જે તક આપી છે તેને માટે હું આપનો ઉપકાર માનું છું. મારા કરતાં બીજા ઘણા લાયક શખસો હતા જેને આપ પ્રમુખ તરીકે પસંદ કરી શકતા હતા અને જે મારા કરતાં વધુ સારી રીતે આપની સેવા બજાવી શકે એવી સ્થીતીમાં હવા, છતાં પણ આપે મને એ કામ સોંપ્યું છે એ આપના મારા તરફના ખરા પ્રેમભાવનું કારણ છે એમ હું માનું છું. મીર પ્યારે સાહેબ તથા સૈયદ સદરૂદીન સાહેબના મનમાં મારે માટે કેટલી લાગણી છે તેનું વર્ણન શબ્દોમાં થઇ શકે એમ નથી. મારી સાથેનો એમનો સબંધ લાંબા વખતનો છે અને હું જોતો આવ્યો છું કે સતપંથી બંધુઓની તેમણે લાગણીપૂર્વક સેવા બજાવી છે અને હજુ પણ તેઓ જેવાને તેવાજ ઊત્સુક છે. તેમના વખતમાં સતપંથી ભાઈઓએ કેળવણી વિગેરે બાબતમાં સારી સવડ મેળવી છે એ વાત નિર્વિવાદ છે. હજુ પણ જો સતપંથી ભાઇઓ ખંતથી કાયમ રહેશે તો સારી ઉન્નતી કરી શકશે.

## સતપંથ.

સતપંથ, જ્યાં સુધી હું સમજી શકું છું ત્યાં સુધી તો એક "હક વ્યાજબીપણા"નો પંથ છે એમ તેના અનુયાયીઓની માન્યતા છે અને એ ાન્યતા સારા સદભાવ ઉપર રચાએલી છે. એ હક વ્યાજબીપણું—સત્ય તેમણે ાના વખતથી ઈસ્લામી પીરો—ઓલીયાઓ જે પોતાના જમાનાના મોટા સુફી તેમના આત્મિક શિક્ષણથી મેળવેલું છે, અને તેથીજ તે સુફી પંથને ભાગ છે એમ મનાય છે. સુફી પંથ એ બ્રહ્મજ્ઞાન—વેદાંતનો એક મહાન

માર્ગ છે જેને અનુસરવાથી હજારો લોકો મુક્તી મેળવી ગયા છે. આ સુફી પંથ ઇસ્લામનું એક ખાસ સત્વ છે જેણે પામર આત્માઓના ઊધ્ધાર અને કલ્યાણ માટે અમૃતનું કામ કરેલું છે, અને હજુ પણ તેની અમૃતધારા અખૂટ વેગથી વહી રહેલી છે. માત્ર તેની નીચે પ્રેમપૂર્વક બેસીને હમેશાં ચેતન્ય મેળવવાની જરૂર છે.

નીચ ઊંચ.—કોઇ કહેશે કે ઇસ્લામ એ તો મુસલમાની ધર્મ છે, હીંદુઓને તેની વાતોની શું જરૂર હોય? તો આપણે એમ કહી શકીએ કે આપણને ઉપયોગી અને ફાયદાકારક ચીજ જ્યાંથી મળે ત્યાંથી લેવામાં કોઇ પણ નિયમ આડે આવતો નથી. રૂપીઓ અને નોટ જેવી માયાવાળી વસ્તુ ઢેડના હાથે લેવામાં પણ કાંઇ બાધ નડતો નથી તો પછી જ્ઞાન જેવી આત્માનો ઊદ્ધાર કરી શકે એવી વસ્તુ મુસલમાન મહાત્માઓ પાસેથી મેળવવામાં શું વાધો હોઈ શકે? જ્ઞાન એ માલીકના તરફની ચીજ છે અને માલીક તે ગમે તેના હાથે અપાવી શકે છે. એમાં કોઇનો કાંઈ ઈજારો તો હોઇ શકેજ નહીં. જ્ઞાનના અધિકારી જે ખુદાના લાલ હોય તેજ હોઇ શકે. એમાં જાતભાતની કાંઇ પણ જરૂર નથી. મીરાંબાઇના ગુરૂ રોહીદાસ ચમાર હતા એ આપણે ક્યાં નથી જાણતા? હીંદુ મહાત્મા પોતે પણ કહી ગયા છે કે "જાત ભાત નહીં પુછે કોઇ, હરકો ભજે સો હરકા હોય." માલીક કોઇની નાત જાત જોતો નથી. એને તો એની ભકતી કરનારોજ વહાલો છે. "ઊંચ જાત કીસ કામકી ઊંચસે કયા હોય કામ, તુલસી તાસે સુપચ (ભંગી) ભલો જા મુખ હરીકો નામ." "ચતુરાઇ ચુલ્હે પડી, ધીક પડયો આચાર, તુલસી ભગવત ભક્તિ વિના, ચારૂં વર્ણ ચમાર." "જાત ન પુછીએ સંતકી, પુછ લીજીએ જ્ઞાન; મુલ કરો તલવારકા, પડા રહેનેદો મ્યાન." "જબ લગ નાતા નાતકા, તબ લગ ભગત ન હોય; નાતા તજે હરીકો ભજે ભગત કહાવે સોય." આ બધા શબ્દો મહાપુરૂષોના છે જે આપણને ખરા તરીકે હૃદયમાં લાગે છે. ખુદાનું જ્ઞાન મેળવવામાં નાત જાત જોવાતીજ નથી. ગમે તેવી હલકી જાતનો હોય પણ માલીકની ભકતી કરનારો હોય તો તે મોટા પદવાળો ગણાય છે. પ્રીતમ ભગતે કહયું છે કેઃ—

**પદ.**

હરી ભજન થકી છોટા હોય તે સૌથી મોટા થાય,
તનના તાપ ટળે, જન્મ મરણના સંકટ સર્વે જાય.—ટેક.
શુકજીનું મૂળ જુવો શોધી, સજનો ઘાતી ને પશુ રોધી,
થયા આપે ઇશ્વર અક્રોધી, હરી ભજન થકી.........૧

જુવો વાલ્મિકની વાત ખરી, જેણે હર્ણશાળામાં દેહધરી,
જેણે સપ્ત કોટી રામાયણ કરી, હરી ભજન થકી.......૨
જુવો એકલશ્રંગી હરણીના, વ્યાસ મુની વણ પરણીના,
જુવો સુત પુરાણી કેણ કરણીના, હરી ભજન થકી....૩
જુવો દાસી સુતથી શું હીણપણું, વળી પુન્ય પવિત્ર ચરિત્ર ઘણું,
થયા નારદ મન ગોવીંદ તણું, હરી ભજન થકી........૪
જુવો માંડવ્યની મેંડકી માતા, જુવો વશિષ્ટ વેશ્યા વિક્ષાતા,
જુવો ચતુરાનન પંકજ જાતા, હરી ભજન થકી.........૫
જેમ મધ્યમ જલ ગંગામાં ભળે, તેતો ગંગા સરખું થઈને ફળે.
જેમ પારસ સ્પર્શે લોહ ટળે, હરી ભજન થકી.......૬
એમ જાત ભાત સઉની જાણી, હરિ ભજે તે હરી સરખા પ્રાણી
કહે પ્રીતમ ઓળખો એધાણી, હરી ભજન થકી...૭

અર્થ—માલિકની બંદગી કરવાથી ગમે તેવા નાહના હોય એટલે નીચ જ્ઞાતીના હોય તોપણ તે સઉથી મોટા-ઉંચા ગણાય છે. માલીકની બંદગીથી તેમના તનના (ત્રીવિધી) તાપ ગમે તેવા હોય તે ટળી જાય છે. તથા તેમના જન્મ મરણના દુઃખ સંકટ સર્વ નાશ પામે છે. શુકદેવજી મહાત્માનું મૂળ આપણે જોવા જઈએ તો તે પોપટીમાંથી પેદા થએલા હતા અને સજનો એ જાતનો કસાઇ હતો તોપણ માલીકની બંદગી કરવાથી બંને મોટા ગણાઈ ગયા છે. વાલ્મિક રૂષી હર્ણની ઝુંપડીમાં ભીલને ત્યાં અનાર્યકૂળમાં જન્મ્યા હતા એવા પુરૂષે રામાયણ જેવું પુસ્તક રચ્યું છે જેને આખું હીંદુ આલમ માને છે. એકલશ્રંગી રૂષી હરણીના પેટે પેદા થયા હતા અને વ્યાસજી મુની કુંવારી માછણ "મછગંદા" ને ગર્ભ રહી જવાથી પેદા થયા હતા. તે ઉપરાંત સુતપુરાણી મહાત્મા ક્ષત્રી કુળની સ્ત્રી અને વૈશ્ય કુળના પુરૂષથી પેદા થયા હતા અને વ્યાસમુનીના શિષ્ય હતા તેમણે પણ કરણી વડે રૂષીપણું પ્રાપ્ત કરેલું છે. નારદજી દાસી પુત્ર હતા. આથી હલકું કુળ બીજું કયું હોઇ શકે ? તોપણ તે પોતાના પુણ્ય અને ચારિત્રથી વિષ્ણુ ભગવાનની મૂછના વાળ ગણાય છે. માંડવ્ય રૂષી મેંડકી-દેડકીમાંથી પેદા થએલા છે એટલે મેંડકી પુત્ર ગ્યાજોવાય છે અને રામચંદ્રજીના ગુરૂ વશિષ્ટ રૂષી ગુણિકા-વેશ્યાના પેટથી પેદા ન્યતાથી વેશ્યાપુત્ર ગણાય છે, અને બ્રહ્મા કમળમાંથી અધર પેદા થયા છે કુ માલીકની મહેરબાનીથી પોતાની કરણીના લીધે મોટા ગણાઈ ગયા છે રસ્તાં ઉપરનું વહેતું પાણી ગંગાજીમાં ભળી ગંગાના પાણી જેવું પવિત્ર જાય છે અને લોઢું પારસને અડવાથી પારસ થઈને ઉભું રહે છે એજ

પ્રમાણે માલીકની હમેશની છાયાથી નાના હોય તે મોટા થઈ જાય છે. ઉપર જેટલા કહયા તે સઉની જાત ભાત સઉ કોઇના જાણવામાં આવી રહેલી છે. પણ હરીને જે કોઇ ભજે છે તેજ હરીના ખાસ લાલ છે. પ્રીતમ કહે છે કે હે ભાઇઓ આ બતાવેલા દાખલાઓ ઉપરથી જોઇ શકાય છે. હજામપુત્ર, ચંડાળ પુત્ર, કલાલણપુત્ર, માછણપુત્ર, ભીલડીપુત્ર, દાસીપુત્ર, મેંડકીપુત્ર, વેશ્યાપુત્ર, કસાઇપુત્ર, ચમારપુત્ર, ભંગીપુત્ર, જેવા સખસો હીંદુભાઇઓના પુજનિક થઈ ગયા છે તો પછી મુસલમાન પીરજાદાઓ જે ખુદાના ખાસ પેગમ્બરના વંશથી ઉતરી આવેલા છે અને જેમની રગોમાં નુબૂવત–પેગમ્બરીના ખુનનો જ્ઞાનરૂપી અમૃત ઝરો વહે છે તે પુજનિક કેમ ન ગણાય ?

## જોગી જંગમ સેવડા સન્યાસી દરવેશ

## છટ્ટા દર્શન બ્રહ્મકા, મીન નહીં ના મેખ.

ઉપલો દોહરો હીંદુ ભાઈઓમાં પ્રચલિત છે. વામ પંથમાં, શકિત પંથમાં, નેજારી પંથમાં, ગોસાંઈ—દસનામી પંથમાં, ગોરખનાથના પંથમાં, રામદેપીરના પંથમાં, કાંચળીઆ પંથમાં કબીર પંથમાં, નાનક પંથમાં, દાદુ પંથમાં, નીરાંત પંથમાં, પ્રણામી પંથમાં, સાંઈ એટલે ફકીરને સારી રીતે માનવામાં આવે છે. "સાંઇકો સલામ, ગુરૂકો પ્રણામ, નાથકો આદેસ," વિગેરે મંત્રો બોલાય છે. દરવેશ અને સાંઇનો અર્થ મુસલમાન ફકીર થાય છે. એટલે મુસલમાન ફકીરો પોતાના જ્ઞાનના પ્રભાવથી હીંદુ ભાઇઓના મનમાં એવાતો ચોટી ગયા છે કે ભકતીની સાખીઓમાં પણ તેમને હીંદુ ભાઇઓ હંમેશાં યાદ કર્યા કરે છે. મુસલમાન મહાત્માઓમાં બેહદ પરોપકારની લાગણી હશે ત્યારેજ હીંદુ ભાઇઓના મનમાં તેમને માટે આટલો બધો પ્રેમ પેદા થયો હશે. મુસલમાન મહાત્માઓએ પોતાની નીતી તથા નેકીની જબરી છાપ પાડી તેમને જ્ઞાનનો કલ્યાણકારી માર્ગ બતાવી ખુદાના માર્ગમાં આગળ વધાર્યા હશે ત્યારેજ તેમણે એમને ગુરૂ તરીકે કબુલ કર્યા હશે. હીંદુ ભાઇઓ કાંઈ એવા તો બેવકુફ નહોતા અને હાલ પણ નથીજ કે એમને એમ કબુલ કરી લે, માલીકે તેમને સમજ આપી છે એટલે એ સમજનો હમેશાં તેઓ સદ ઉપયોગ કરતા આવ્યા છે અને આમાં પણ તેમણે સમજ વાપરીનેજ ઇસ્લામ સાથે એકતા કરી છે. જે હીંદુ મુસલિમ એકતા કરાવવા માટે હાલના આગેવાનો આકાશ પાતાળ એક કરી રહયા છે તોપણ તે બરાબર થઇ શકતી નથી તે એકતા સત પંથ

પ્રેમીજનોએ આજથી પાનસો વરસ ઉપર શાંતીથી કરી બતાવી છે જે હજુપણ જેવીને તેવી આબાદ છે, એટલુંજ નહીં પણ તેમાં દીવસે દીવસે વધારોજ થતો જશે એવાં ચિન્હ દેખાય છે. આ અલૌકિક એકતા સુફી સિધ્ધાંતોના વિજળિક પ્રવાહથીંજ થએલી છે જે પ્રવાહ તેમને ઇસ્લામી પીરોના પ્રયાસથી મહાન હઝરત મોહંમદ પેગમ્બર સલ્અમની હેડ ઓફીસથી મળેલ છે. આ જોડાણ અંતરના વિદ્યુત તારથી થએલું છે જેનો ક્રમ વ્યવસ્થાપૂર્વક એ તાર સાબિત રહેશે ત્યાં સુધી ચાલ્યાજ કરશે.

**ધર્માદા પુલ**—એકંદર હકીકતથી માલમ પડે છે કે **સતપંથ** એ હીંદુ ભાઇઓને તેમની માન્યતા અને સમજ પ્રમાણેની ઢબથી વેદાંતના સિદ્ધાંતોનું સૂફીઝમ—સુલુકના સિદ્ધાંતો સાથેનું મળતાપણું બતાવી તે મારફત ખરા ખુદ ના મહાન રસ્તાની મોટી સીડીના એક પછી એક ક્રમવાર પગથીઆની સમજ આપી તેની દરેક મંજીલ—પંક્તીના જ્ઞાનથી વાકેફ કરી ખુદાની વેહદાનિયત—એકતા ઉપર લાવવા માટેનો એક ખાસ ધર્માદા પુલ છે જેના ઉપર ચડીને હજારો લોકોએ ખુદાની વેહદાનિયત અને પેગમ્બર સલ્અમની નુબૂવતના પ્રભાવનું અવલોકન કરેલું છે જે દેશમાં તેત્રીસ કરોડ દેવતાઓને ખુદા માનવામાં આવતા હોય ત્યાં એકજ માત્ર ખરા ખુદાને મનાવવાનું કામ કેટલું બધું મુશકેલ હોય તે એ પુલના દરેક વિભાગનો ઉંડાણથી અભ્યાસ કરનારને જણાઈ શકે એમ છે. આ જ્ઞાનના પુલે હજારો જડવાદીઓને સહેલાઈથી માલીકના ખરા ચૈતન્યવાદવાળો રસ્તો બતાવવાનું કામ ઘણી ખુબીથી કરેલું છે એમ સતપંથના આગેવાનો કહી રહયા છે. તેમની વાત ખરી માનવામાં આવે તો **અસના અશરી** ખોજાભાઇઓ અને **સુન્ની** ખોજા ભાઇઓ તેની સાબીતીના નમુના તરીકે આગળ ધરી શકાય. કારણકે જે એ બંને વર્ગના લોકો પોતાને ખરા ખુદાના બંદા અને પેગમ્બરની સાચી ઉમ્મત શુદ્ધ બુદ્ધીથી કહી રહયા છે તે, જો આપણે સતપંથી આગેવાનોની વાત માન્ય રાખીએ તો, એ જડ ચૈતન્ય ને પરખાવનારા પુલનેજ પ્રતાપ ગણી શકાય. તેઓ એ પુલની બરકતથીજ કદાચ આટલું જ્ઞાન પ્રાપ્ત કરી શકયા હશે જડ ચૈતન્યની પરખ કરાવનારો આ પુલ જ્યાં સુધી કાયમ રહેશે ત્યાં સુધી અસના અશરી અને સુન્ની ખોજા ભાઇઓ પોતાની સંખ્યામાં કદાચ વધુને વધુ વધારો થએલો જોવા ભાગ્યશાળી થશે, જેથી આગળ જતાં તેમને ફાયદોજ થશે. જે પુલ બાંધવાની કારીગરીમા હજારો સુફીઓનાં ભેજાં ઘસાઈ ગયાં હોય અને હજારો પામર જીવોનો ઉધ્ધાર કરી ખરા ખુદાની વેહદાનીયતના નૂરના પ્રકાશમાં લાવવા માટેના એ સાધન રૂપ પૂલને ટકાવી રાખવા હજારો જ્ઞાનીઓનાં જાન ખપી ગયાં હોય તેવા એકતાંનો અલૌકિક મંત્ર ભણાવનાર પૂલનો જેની મરજી પડે તેને જેમ બને તેમ વધારે લાભ લેવા દેવામાંજ સાચો પરોપકાર અને અધ્યાત્મિક ફાયદો રહેલો છે કે તેથી ખુદાનું સામરાજ્ય સર્વ મનુષ્યોના અંતરમાં સ્થપાઇ જાય, એમ સતપંથીઓ

ના

કહી રહ્યા છે. આ પુલ-માર્ગની મજબુતી વખતો વખત થવી જોઈએ કે જીજ્ઞાસુ-ઓની ટ્રેનોને નીચે આવેલા જડવાદના નહતર રૂપી નાળાઓ ઉપર થઈને પસાર થઈ જ્ઞાન રૂપી મેદાનમાં જવા માટે તકલીફ થાય નહીં.

સુરતથી જે માણસ મુંબઈ જવા માગતો હોય તેણે પ્રથમ સુરતના સ્ટેશને જવું પડશે અને ત્યાંથી ઓફીસમાં ભેટ મુકી-પૈસા ખરચી કંઈ બંધાવી-ટીકીટ લઈ પ્લાટ ફોર્મમાં દાખળ થઈ ત્યાં એક વળી નાનો પુલ છે તે ઓળંગી બીજા ભાગ ઉપર જઇ ગાડીનું ખાનું શોધી કહાડી પોતાને સવડ પડતી જગા જોઇ બેસવું પડશે અને ગાડી ઉપડયા પછી પણ રસ્તામાં બધે સાવચેતી રાખી મુંબાઇના જે સ્ટેશને ઉતરવું હોય ત્યાં જવા જેટલી વિધી તો તેને કરવી પડશે. એટલે રેલ્વે કંપનીનો લાભ લેવા માગનારાઓએ તેના કાનુનોની પાબંદી તે વખતે કરવી પડશે. હવાઇ વિમાનમાં મુસાફરી કરનારા, આગબોટમાં મુસાફરી કરનારા, મોટી નાની અગર લાઇટ રેલ્વેમાં મુસાફરી કરનારાં ઘોડા ગાડીઓ, ઉંટ ગાડીઓ, ખચ્ચર ગાડીઓ. બળદ ગાડીઓમાં મુસાફરી કરનારા, ઘોડા ઉંટ ખચ્ચર વિગેરે ઉપર મુસાફરી કરનારા દરેકે પોતપોતાની મુસાફરી કરવામાં જયાંની સફર કરવાની હોય ત્યાં જવાના જે રસ્તા અને ધોરણ નકકી થએલા હોય તે પ્રમાણેજ જવું પડશે. આગગાડીમાં મુસાફરી કરનારા સુરત ઉતર્યા પછી સુરત અને ડુમસ વચ્ચે જે પગ રસ્તાની સડક આવે છે તેનું ધોરણ અને સંજોગો ભુલી જાય તો કામ આવે નહીં. હજના કાફ-લાને પણ એજ નિયમ લાગુ પડે છે. અમુક વર્ગના લોકો, અમુક જગાઓના સ્થા-નિક સંજોગો, અમુક જાતના સાધનો વિગેરે ધ્યાનમાં લઇનેજ આગેવાનોએ લોકો માટે મુસાફરીના ધોરણોની ગોઠવણી કરેલી છે હજની મુસાફરીમાં મકકેથી મદીને જતી વખતે કાફલાની સાથેજ રહેવું પડે છે, ઉંટ ઉપરજ બેસવું પડે છે, અમુક ઠેકાણેજ મંઝીલ કરવી પડે છે, અમુક વખતેજ ચાલવું પડે છે વિગેરે બાબતો અનિવાર્ય છે. જયાં સુધી માણસ એ સફર કરતો હોય ત્યાં સુધી તો તેને એ પ્રમાણે વર્તવુંજ પડે છે. પોતે મદીના મુનવ્વરા પહોંચ્યા પછી અગર પોતાને ઘેર સહી સલામત પહોંચ્યા પછી તે સફરમાં પડતી હાડમારી અને તકલીફો તરફ તથા તે કાફલાના બન્દુઓના મુસાફરીના ધોરણ તરફ અણગમો બતાવે તો જે લોકોને પોતાના ફાયદા માટે એ રસ્તે જવું છે તેમને જવા રેલ ગાડીનો રસ્તો સહીસલામત રીતે ચાલું ન થાય અને પગ રસ્તા કરતાં તેમાં સઉ વાતની સંપૂર્ણ રીતે રાહત છે એમ ખાતરી ન થાય ત્યાં સુધી કાફલાની મુસાફરીની બુરાઈ કરવી એ લોકોને મહાન હઝરત પેગમ્બર સલ્અમની જ્યારત મુબારકના લાભથી રોકવા બરાબર છે. આવું થવાથી જે લોકો લાભ લેવા આતુર છે તેમના મન ટાઢાં પડી જશે અને ખરા ખુદાના રસ્તામાં આગળ જતાં લોકો મોળાપણું દેખાડશે. વળી ધારો કે કદાચ રેલનો રસ્તો આબાદ થાય અને કેટલાક લોકોને તે સુગમ પણ પડે તોપણ જે લોકોને એ પગ રસ્તો સવડ ભરેલો હોય તો તે રસ્તેથી પણ તેઓ મુસાફરી કરે તો એમાં કાંઈ વાંધો લેવાની જરૂર જેવું નથી. વળી દુનિયામાં દરેક પ્રકારના

ભારનાં માણસો હોય છે. એજ પ્રમાણે રસ્તા પણ ગોઠવેલા હોય તો દરેકને રૂચતું આવે. માથેરાન જવામાં કેટલાક લોકો લાઇટ રેલ્વેનો અને કેટલાક ટાંગા તથા ઘોડાનો ઉપયોગ કરે છે. પોતાને કયું સાધન ઠીક પડશે એ જોઈ કોઈ કામ કરે તો એમાં કાંઇ વાંધા જેવું નથી કારણ કે દરેક માથેરાન જવાનાજ ખ્યાલમાં છે. તેમની બધાની ઇચ્છાનું સ્થાન તો એકજ છે. ખરા ખુદા તરફ જવાનો ખ્યાલ જ્યા સુધી મનમાં હોય ત્યાં સુધી તે મોડો કે વહેલો તેની હજુર પહોચવાનોજ છે. સુફીઝમમાં અદ્વાનીઆ અદહમીઆ, બુસ્તામીઓ, સક્કાતીઆ, કાદરીઆ, ચિશ્તીઆ, નકશબંદીઆ, સોહર વર્દીઆ, રિફાઇઆ, સઅદીઆ, શમશીઆ, નિયાઝીઆ, જમાલીઆ વિગેરે ઘણા તરીકા છે જેને જે તરીકો પસંદ હોય તેની મારફત તે ખુદાને ખોળે છે. અને આનુંજ નામ ધર્મની આઝાદી છે. દીનના કામમાં જબરાઇ, સખતાઇ કે બળજોરી છેજ નહીં. માત્ર જોવાનું એટલુજ છે કે ખરા ખુદાના માર્ગ તરફ જવા માગે છે કે કેમ? ભાષાનો ફેર કે શબ્દોનો ફેર એ કાંઇ વાધો નથી. "ચોખાને" ને "ચાવલ," "પરમેશ્વર," અને "ખુદા" "બ્રહ્મજ્ઞાન" અને "તસવ્વુફ" "બ્રહ્મ" અને "નબીનું નૂર" "પરીબ્રહ્મ" અને "ખુદાનું નૂર," પરમબ્રહ્મ અને "ખુદાની જાત" એવા એવા શબ્દો માત્ર એ રસ્તાથી તદન અજાણ હોય એવા માણસોને સમજ પાડવા માટે વાપરેલા હોય તો તેથી મૂળ ખુદાની વેહદાનીયતનો રસ્તો ઉડી જાય છે એમ નથી; પણ તેથી તે તરફ જવાનો માર્ગ ઉલટો સાફ થાય છે.

ઇસ્લામમાં હનફી, શાફ્ઈ, માલેકી, હમ્બલી એવા ચાર મઝહબ છે અને દરેકમાં જાહેર રીતે જોવા જતાં ઈખતિલાફ—મતભેદ છે. વળી સુન્ની અને શીઆ ભાઇઓ એકજ ખુદા, એકજ રસૂલ અને એકજ કુરાનને માનનારા છે તોપણ તેમનામાં પણ જાહેર રીતે જોવા જતાં કેટલીક વાતોમાં જુદાપણું દેખાય છે. જયારે ઇસ્લામની પોતાનીજ શાખાઓમાં જુદાપણું નજરે પડે છે તો પછી સતપંથ, સૂફીઝમ, અને ઇસ્લામ એ ત્રણેની વાતોમાં કદાચ જાહેર રીતે જોતાં થોડો ઘણો ફરક માલમ પડે તો તેથી શંકામાં પડવા જેવું શું છે? આવું ત્યાંજ સુધી થાય છે કે જયાં સુધી જ્ઞાન પેદા થયું નથી. જ્ઞાન પેદા થશે તો બધો ફરક આપોઆપ મટી જશે. ખરા ખુદાની વાતને જેથી પુષ્ટી મળતી હોય, પછી તે સંજોગો પ્રમાણે થોડી હોય કે વધારે હોય તોપણ તેથી ખુદાના ખરા સેવકોએ તો રાજીજ થવું જોઈએ. આજકાલ માણસના લાભ માટે રેલ્વેના અને વીજળીનાં સાધનો વધારવાનાં કારખાના ચારે તરફ બહોળી સંખ્યામાં નીકળી રહયાં છે તો પછી ખુદાનુ જ્ઞાન વધારવાનાં સાધનો સૂફીઓ—જ્ઞાનીઓ યોજે એમાં નુકસાનની વાત કઈ છે? ખરા ખુદાનું જ્ઞાન એ શબ્દોજ એવા છે જો માણસ ઉંડો વિચાર કરે તો શંકાને સ્થાનજ રહેતું નથી. પણ જો

દોષજ જોવા હોય તો એવા દોષો તો વિરોધીઓ ખુદાના ખરા રસ્તામાં પણુ કહાડવા પાછા પડતા નથી બલકે ખુદાની હસ્તીને પણ ઉડાવી દે છે

ખરા ખુદાનું જ્ઞાન કાંઇ એકદમ થઈ જતું નથી. તે જ્ઞાન લોકોને સમજાવવામાં પેગમ્બર સલ્અમને પણુ વરસોના વરસો વીતી ગયાં હતાં. તેમણે પણુ ઘણીજ ત્વરાથી કામ લેવા વિચાર રાખ્યો હતો પણુ એમને પણુ એજ તાલીમ જગતનિયંતા તરફથી મળી હતી કેઃ—

'લોકોને ઇસ્લામની દાવત બોધ હિકમત (જ્ઞાન), દાનાઈ અને નેક નસીહતની સાથે આપો. વળી તેમની સાથે દલીલો કરો પણુ તે દલીલો ઘણુા સારા રસ્તાવાળી હોવી જોઇએ," (કુરાને શરીફ સુરએ નહલ). સુરએ શોરાની તેરમી આયતમાં કુરાન શરીફમાં ફરમાવ્યું છે કે "જે લોકોએ પેગમ્બરો પછી વારસામાં કિતાબ મેળવેલી છે તે પેલી કિતાબની બાબતમાં ઘણો શક રાખે છે," એટલું "કહીને કુરાને શરીફ પોતેજ ચૌદમી આયતમાં તેનો ફેંસલો કરી આપે છે કે એટલા માટે તમે એમને ઇસ્લામની દાવત—આમંત્રણુ આપો અને તમે પોતે સાબિત રહો જેવો તમને હુકમ આપવામાં આવ્યો છે. અને તમે શંકા કરનારા (એહલે—કિતાબ) લોકોની ઇચ્છાઓ પ્રમાણે ચાલવા તૈયાર ના થઈ જાઓ. તમે કહી દો કે હું ઇમાન લાવ્યો એ કિતાબ પર જે ખુદાએ મોકલી છે અને મને હુકમ આપવામાં આવ્યો છે કે હું ઈનસાફની રૂએ એ કહી દઉં કે અમારો અને તમારો એકજ પરવરદિગાર છે. અમારે માટે અમારાં કૃત્યો અને તમારે માટે તમારાં કૃત્યો. અમારા અને તમારામાં કાંઇ ઝગડો નથી. ખુદા અમને અને તમને ભેગા કરશે" આ આયતમાં ઇસ્લામનો બોધ કેવી રીતભાત અને નરમી તથા શાંતી રાખી ગેર મુસલમાનોને આપવાનો છે તે બતાવવામાં આવ્યું છે. વળી કુરાને શરીફમાં સુરએ હજમાં ફરમાવ્યું છે કે "હર કોમની અમે ધાર્મિક ક્રિયાઓ બનાવી છે જે પ્રમાણે તેઓ ચાલે છે. તમે એ ક્રિયાઓના સંબંધમાં તેમનાથી ઝગડો ના કરો. તમે તમારા માલીકની તેમને દાવત આપો કેમકે તમેજ સીધા માર્ગ ઉપર છો." આથી માલમ પડે છે કે કોઇ પણુ ધર્મની ધર્મ સંબંધી બાબતો વિશે ઝગડો કરવાની જરૂર નથી. ફકત એકજ ખરા ખુદા તરફની દાવત તેમના સુધી પહોંચાડી દેવાની છે; કેમકે ઈસ્લામનો રસ્તો સીધો અને પાકી સમજ આપવાનો છે, વળી આગળ કુરાને શરીફ સુરએ તોબાની છઠ્ઠી આયતમાં ફરમાવ્યું છે કે "અને મુશરિકો—ગેર મુસલમાનોમાંથી કોઈ પણુ તમારો આશ્રય માગે તો તેને આ આપો કે તે પોતે ખુદાની વાણી સાંભળી લે. અને પછી તેને તેની સહીસ

જગાએ પહોંચાડી દો." વળી કુરાને શરીફમાં સુરએ બકરની આયતમાં ફરમાવ્યું છે કે "ધર્મમાં કાંઇ પણ જબરજસ્તી કરવાની નથી." તે ઉપરાંત કુરાને શરીફમાં સુરએ અન્આમમાં ફરમાવ્યું છે કે "તેઓ (મૂર્તિપૂજકો) ખુદા સિવાય જે દેવતાઓને પૂજે છે તે દેવતાઓનું ભુંડું બોલતા ના; નહીં તો તેઓ ચીડાઇને તમારા ખરા ખુદાને અજાણપણાથી ખોટો ખરો કહેશે."

ઉપલાં કુરાને પાકના ફરમાનો જોતાં તો સાફ જણાય છે કે ગેરકોમના લોકોને પછી તે હીંદુ, પારસી, ક્રિશ્ચીયન, યાહુદી. વિગેરે ગમે તે હોય તેમને ખરા ખુદા તરફનું નિમંત્રણ કરવામાં કેટલી નરમાશ, કેટલો વિવેક, કેટલી ન્યાયબુદ્ધિ, કેટલી શાંતીથી કામ લેવાનું છે. જ્યારે પેગમ્બર જેવા સકલગુણ સંપન પુરૂષને માલીકે આ પ્રમાણે વર્તવાની સલાહ આપી હતી તો પછી તેમનાથી હજારો દરજે ઉતરતા ઉપદેશકોની કયાં વાત? આ બધાનું તાત્પર્ય એજ છે કે ખુદા વિશેના જ્ઞાનના પ્રચારનું કામ એવી તો દાનાઇ અને સમજથી કરવાનું છે કે તેમાં કોઇ પણ જાતનો વિક્ષેપ પેદા થાય નહીં. ઉપદેશકો ખુદાના આવા હુકમોનું પાલન કરવામાં સ્થાનિક સંજોગોને જોઇને શુધ્ધ બુદ્ધીથી કાંઈ અકકલ એવી દોડાવે કે જેથી ખરા ખુદાને માનનારાઓની સંખ્યામાં વધારો થાય તો તેમાં કોઇને પણ જાણી જોઇને નુકસાન કરવાનો તો ઈરાદો હોતો નથી. કોઇ કહેશે કે આવી ખુદાની વાતો હીંદુ ભાઇઓ અને પારસી ભાઇઓ આગળ મુકવાથી શું ફાયદો છે? તો આપણે કહીશું કે આપણને જે વસ્તુ સારી મળ્યાનું આપણે માનીએ છીએ તે સારી વસ્તુનો લાભ આપણા દેશી ભાઇઓને બતાવવો જોઇએ અને જો ખરા ખુદાના જ્ઞાનનો ઉત્તમ લાભ તેમને મળી શકતો હોય તો તેમાં આપણે એકલપેટાપણું બતાવવું ન જોઇએ. બલકે કુરાને શરીફમાં જે ફરમાવ્યું છે કે "હે, પેગમ્બર જે ચીજ તમને (ખુદા તરફથી) મળી છે તે સૌને પહોંચતી કરી દો." એનો અમલ બરાબર થવો જોઇએ. આ શાંતીમય ધોરણ ઉપરજ જ્ઞાનના ફેલાવનો ખાસ આધાર છે. અને ઇસ્લામ પણ તે ઉપરજ ભાર દઇને ઉપદેશ કરે છે, બલકે મહાન હજરત મોહમ્મદ પેગમ્બર સલઅમને આખા જગત માટે એજ શુભ કાર્ય કરવા મોકલ્યા છે એમ તે વારંવાર ઉઘાડે છોગે જણાવે છે કે સૌ ભાઇઓને ખરા ખુદાના જ્ઞાનનો જોઇએ તેવો લાભ મળે અને તેમનું કલ્યાણ થાય. જે ધર્મે હીંદુભાઇઓના કલ્યાણ માટે ભારે લાગણી ધરાવી આવું ઉદાર અને પરોપકારી ધોરણ બાંધ્યું હોય તેના જ્ઞાનવાળા સર્વ માન્ય ભાગને તેઓ કુદરતી રીતે વળગે રહયે આવા સ્વઆત્મનિર્ણય અને સ્વતંત્રતાના જમાનામાં તેઓ ખોટું કરે છે એમ કહેવા કુદરતે કયાં જરાએ જોગવાઈ રહેવા દીધી છે? ખુદાના બારણા ઠોક-

ને

વાનો દરેકને સરખો હક છે એમ ઈસ્લામ તો ઉઘાડે છોગે કબુલ કરે છેજ. જયારે ઇસ્લામનું ધોરણજ આવું શાંતીવાળું છે તો પછી કોણ કહી શકશે કે ઈસ્લામે તરવારના જોરથી લોકોને મુસલમાન કરવા ફરજ પાડી છે? બલકે હાલમાં તો ખીલાફતના સવાલને લીધે હીંદુભાઈઓથી ખાસ મેલાપ રાખી તેમની સાથે પ્રીતી વધારવાનો પાનસો આલીમોની સહીવાળો ફતવો પણ બહાર પડેલો છે જે કહે છે કે જે ગેર મુસલમાનો-હીંદુઓ મુસલમાનો સાથે લડતા ન હોય તેમની સાથે આપણા દેશના ભલા માટે મેળાપ રાખવો દુરસ્ત છે તેમજ તેમની સાથે અદલ ઈનસાફ તથા ભલાઈ કરવી તથા તેમના ઉપર ઉપકાર કરવો જાએજ-વ્યાજબી છે. આને માટે એ આલીમોએ કુરાને શરીફની એ આયત પણ ટાંકી છે કે "ખુદા તમને એવા ગેરમુસલમાનો સાથે ભલાઈ અને ઈનસાફ કરવા રોકતો નથી જેમણે તમારી સાથે મઝહબી-ધાર્મિક લડાઈ કીધી ન હોય, અને તમોને તમારા ઘરોથી કહાડયા ન હોય. બેશક ખુદા ઇનસાફ કરનારાઓને દોસ્ત રાખે છે-ચાહે છે." આ આયત ટાંકીને તેમણે પોતાની દલીલનું વ્યાજબીપણું બતાવ્યું છે કે હીંદુભાઈઓ સાથે મેલાપ થાય. પણ આવો મેલાપ તો પીરજાદાઓએ હીંદુસ્તાનમાં સાતસો આઠસો વરસ પહેલાં હીંદુભાઇઓ સાથે ઉપલા કુરાને શરીફના ફરમાનોના આધારે કરી બતાવેલો છે. હીંદુભાઇઓથી તેઓ તેમને પોતાનાજ સમજીને મળ્યા હતા અને તેમને પોતાની સાથે જ્ઞાન મેળવવામાં સામેલ કર્યા હતા. પણ પાછળથી કેટલાક કહેવા દો વગર સમજે પીરજાદાઓને હીંદુઓની સાથે મળવાથી "કાફરો" અને "મુશરિકો"ની ઉપમા ઉઘાડી રીતે આપી જેથી દાવત-ઉપદેશનો મામલો ઢીલો પડવા લાગ્યો, અને ખુદાની વેહદા નિયત સ્થાપન કરવાનું કામ આલીમોના ફતવાઓથી ખોરંભે પડી જવા જેવું થઈ ગયું. જે પીરજાદાઓ ખુદાની દાવતનું કામ સારિ રીતે સમજતા હતા તેમણે જો આલીમોના મ્હેંણા મોટા મને સહન કર્યાં પણ હીંદુભાઇઓને મુકયા નહીં પણ જે ઓછી સહન શકતીવાળા હતા તે હીંદુભાઈઓથી અલગ થઈ ગયા. જો કે તેમના અલગ થઈ જવાથી દાવતના કામને ઘણો ધોકો પહોંચ્યો હતો તોપણ તેમનું અલગપણું પોતાની મરજીનું નહોતું પરંતુ આલીમો તરફના દબાણને લીધે હતું. પણ હવે એવા સંજોગો પેદા થયા કે એજ પીરજાદાઓ જે પ્રમાણે હીંદુઓથી મળતા હતા તેજ પ્રમાણે દરેક મુસલમાને તેમની સાથે પ્રેમથી મળવાના ખીલાફતના મામલાને લીધે પાનસો આલીમોએ જાહેર ફતવા આપ્યા. એટલે પીરજાદાઓ તરફની દાવત-ઉપદેશનું ધોરણ કાંઇ નુકશાન કરતા નહોતું એમ છેવટે તેમની ખાતરી થઇ.

આલીમોએ જે કામ કર્યું હતું તે શુદ્ધ બુદ્ધીથી કર્યું હતું તેથી આપણે તેમનો દોષ કહાડવા માગતા નથી પણ જે હકીકત થઇ છે તે તેના ખરા સ્વરૂપમાં જાહેર કરીએ છીએ. આલીમો દીનના રોશન ચિરાગ છે. ઇસ્લામી કોમ માટે તેમનું હોવું ઘણું જરૂરી છે અને તેમના હોવામાંજ ફાયદો છે. તેમને ખુદાએ ઇલ્મ આપેલો છે તેથી તેઓ દરેક વાત સારી રીતે સમજી શકે છે. માટે તેમનાથી મળીને દાવતનું કામ કરવામાં આવે તો તેઓ દીનના ખરા ખેર ખ્વાહ તરીકે આપણને સારી રીતે મદદ કરી શકે એવા છે. તેથી તેમના ઇલ્મનો લાભ લેવામાં આપણને ફાયદો છે. તેમના દોષ આપણે જોવાના નથી. તેઓ આપણા કરતાં તો ઘણે દરજ્જે સારા છે એમ માનીને આપણે ચાલવાનું છે કે ખુદાના રસ્તાના કામમાં આડ આવે નહીં.

સતપંથ ઉપર હું ખુદાની મહેરબાનીથી આથી પણ વધારે બોલી શકું અને વધારે અજવાળું પાડી શકું એમ છું પણ હાલ વખત નથી તેમજ સંજોગો પણ એવા નથી તેથી હાલ આટલેથીજ બસ કરૂં છું. ભવિષ્યમાં કદાચ કોઇ એવો પ્રસંગ મળશે તો વધુ હકીકત સંભળાવીશ અને આપને જ્ઞાન પહોંચાડવામાં પીર લોકોએ જે જે રસ્તા યોજ્યા છે તેનું વર્ણન યથાશક્તિ કરીશ. પણ આજ એટલું તો સાબિત કરી બતાવ્યું છે કે જે હીંદુ મુસલિમ એકતાને માટે દેશના આગેવાનો અત્યારે ભારે કોશીશ કરી રહયા છે તોપણ તેમાં જોઇએ તેવી સફળતા મળી નથી તે એકતા આપ સતપંથીઓએ પીરોની અધ્યાત્મિક તાલીમથી લગભગ ચારસો વરસ ઉપર એવી તો સરસ રીતે કરી બતાવી છે કે જેની ચોખ્ખી સાબીતી માટે આ સતપંથની હસ્તીજ માત્ર બસ છે.

## સૂફીઝમ.

આપણે આગળ કહી ગયા છીએ કે સતપંથ એ સૂફીપંથનો એક ભાગ છે એમ સતપંથીઓ શુધ્ધ બુદ્ધિથી માને છે તો હવે સૂફીપંથ-સૂફીઝમ શું છે તે ઊપર આપણે આવીશું.

સૂફીનો અર્થ. સૂફીપંથ જેને હાલની પ્રચલિત ભાષામાં સૂફીમત, સૂફીવાદ, સૂફીધર્મ, સૂફી મઝહબ, સૂફીઝમ વિગેરે કહેવામાં આવે છે તેનું અસલ નામ તસવ્વુફ છે. વળી કેટલાક તેને સુલૂક પણ કહે છે. યૂનાનની જીના જમાનામાં એ શબ્દનો અર્થ "હિકમત" (Skill) થતો હતો.

પણ જ્યારે યૂનાની પુસ્તકોના અરબી ભાષામાં ઇસ્લામના જમાનામાં તરજુમા થવા લાગ્યા ત્યારે તે શબ્દ વધારે સારા અર્થમાં ખીલવા લાગ્યો. તે તસવ્વુફ—હિકમત ઉપર ચાલનારા લોકો હુકમા—વિદ્વાનોના નામથી ઓળખાવા લાગ્યા. હુકમાઓના બે વર્ગ કહેવાતા. એક "મશાઇન" અને બીજો "અશરાકીન." મશાઇનના રસ્તે ચાલનાર લોકો પાછળથી "મુતકલ્લેમીન" કહેવાયા અને અશરાકીનના રસ્તે ચાલનાર તેમના મળતાપણાને લીધે સૂફી કહેવાયા. જગતમાં જે જે વસ્તુ હસ્તી ધરાવે છે તેની પરખ અક્કલથી કરનારા છે તે "મશાઇન" કહેવાય છે અને મઆરેફત—અંતર જ્ઞાન અને ઇશરાક—દીવ્યદ્રષ્ટીથી જે લોકો હમેશાં રૂહાની લિજજત -આત્મિક આનંદ મેળવે છે તે "ઇશરાકીન" કહેવાય છે મહાન હઝરત મોહંમદ પેગમ્બર સલ્લઅમના શુભ જમાનામાં તો સારા લોકો માટે સહાબી, તાબેઈન, તબે તાબેઇન, વિગેરે જેવા મરતબાવાળા નામો મોજુદ હતાં. પણ પાછળથી જયારે ઇસ્લામમાં મત પડતા ગયા ત્યારે તે લોકોમાંના આબિદ–ભકત અને ઝાહિદ—ધર્મિષ્ટ માણસો વચ્ચેનો ફરક જાણવામાં કાંઇક ગુંચવણ જેવું લાગ્યું તેથી મુજાહેદા—ઉપાસના અને રિયાઝત—ભકતી કરનારા માણસો "સૂફી" નામથી ઓળખાવા લાગ્યા. અને એજ અરસામાં સૂફી શબ્દ વધ્ધારે પ્રસિધ્ધીમાં આવી ગયો. તસવ્વુફનો મૂળ હેતું દુનિયામાંનું લુબ્ધપણું કહાડી નાખી ખુદા તરફ ધ્યાન લગાડવાનો છે અને એ બાબતો પેગમ્બર સલ્લઅમના સાથીઓમાં હતી એટલે એમના જમાનામાં તસવ્વુફ સારી પાએરીએ હતો પણ હીજરી સનના બીજા સૈકામા જયારે મુસલમાનોનું વલણ દુનિયા તરફ વધુ થતું ચાલ્યું અને દીન અને દુનિયા એકમેક થતાં ચાલ્યાં ત્યારે મહાન પુરૂષોના શિક્ષણથી કેટલાક લોકો જ્ઞાન ઉપર આવી જઈ ખિલ્વત—એકાંતવાસ અને ઇબાદત—ભકતી તરફ વળ્યા તે સૂફી કહેવાયા. સુફી શબ્દ "સૂફ" ઉપરથી નીકળેલો છે જેનો અર્થ ઉનનું જાડું લુગડું એટલે કામળ થાય છે. આ લોકો હમેશાં સૂફ પહેર્યા કરતા હતા. તેમને સારા ઝીણાં વસ્ત્રો પહેરવાની પરવા નહોતી કારણ કે તેમને તો ખાદી કરતાં પણ જાડા ટાટ જેવા વસ્ત્રથી ગમે તે પ્રકારે સાદાઇથી પોતાનું શરીર ઢાકવું હતું અને ખુદાને રાજી કરવો હતો.

ઉપલી હકીકતથી માલમ પડે છે કે 'સૂફી" શબ્દ ઇસ્લામમાં વધારે ખીલવા પામ્યો છે. ઇસ્લામ પહેલાં સુફી ખ્યાલના માણસો હશે એ આપણે ના કહી શકતા નથી પણ તે વિચારોને બરાબર જ્ઞાનની ગોઠવણીમાં લાવી તેમને ઇસ્લામના અધ્યાત્મિક શિક્ષણને મળતા કરી, સ્વાર્થનો ત્યાગ કરી પોતાની જીંદગી ખુશ્ક—વિવેકથી ભરપુર કરી તેને નમુનેદાર બનાવી ઇસ્લામીઓ જગતને જે અનુપમ દાખલો બેસાડી ગયા છે તેની આપણને કુદરતી રીતે નોંધ લીધા વગર ચાલે એમ નથી. સૂફીઝમને તેની હાલની આવી ઉંચી સ્થીતીએ લાવનાર ઇસ્લામી મહાત્માઓજ છે એમ હા' સૌ કોઇ કબુલ કરે છે.

**ઇસ્લામી સાધુપણુ.**—શેખ સાદી સાહેબના માસ્તર અબુલ ફરક ઇબ્ને જોઝી લખે છે કે ઇસ્લામ પહેલાના સમયમાં અરબસ્તાનમાં "સૂફીઆ" નામનો એક ફિરકો—વર્ગ હતો જે સંસારથી વિરક્ત—અલગ થઈ હમેશાં માલીકની બંદગી કર્યા કરતો હતો. અને એના માણસો હમેશાં મક્કાના પવિત્ર ધામ "કાબા શરીફ" આગળ બેસી રહેતા હતા. ઇસ્લામ જાહેરમાં આવ્યા પછી એટલે મહાન હઝરત સલ્અમને પેગમ્બરીનો મરતબો મળ્યા પછી પણ જે લોકોમાં ઉપલી અભિરૂચી કાયમ રહી તે "સૂફી" નામથી વિભુષિત થયા. ઇબ્ન જોઝીનું આ વર્ણન ખરૂં હોય એમ લાગે છે; કારણકે મહાન હઝરત સલ્અમ પોતે પણ વરસોના વરસો સુધી રિયાઝત–ભકતી અને મુજાહેદા – ઉપાસનામાં એવી રીતે મશગુલ રહયા હતા. જ્યારે આ પ્રમાણે ઘણા લોકો સન્યાસીપણું ધારણ કરી સંસાર તરફ બેપરવા થઈ લોકોનો ઓછો ખ્યાલ રાખવા લાગ્યા અને દુનિયાથી વિરકત થઇ દુનિયાથી તદ્દન ગાફેલ થઇ ગયા ત્યારે કુરાને શરીફમાં ખુદાનો એ હુકમ આવ્યો કે "રોહબાનિયત—સંસાર ત્યાગની જીંદગી તેમણે (ક્રિશ્ચીયનોએ) ખુદાને રાજી કરવાના ખ્યાલથી ખોળી કહાડી છે (અમે તેમને એ નક્કી કરી આપી નથી') (જુઓ ૫૭મી સુરત, આયત ૨૭મી). વળી પેગમ્બર સલ્અમે પણ (હદીસમાં) ફરમાવ્યું છે કે મારા સેવકો જે લોકોથી અલગ થઈ એકાંતવાસની ઇચ્છા રાખતા હોય તેમને માટે સૌથી ઊમદા રસ્તો એ છે કે તેમણે મસજીદના ખુણામાં બેસવું અને નમાઝનો વખત કયારે થાય છે તેની રાહ જોવી; (જુઓ મિશકાત શરીફ).

આથી માલમ પડે છે કે ઝિક્ર—જાપ, અશગાલ યાદી, રિયાઝત—ભકતી અને મુજાહેદા –ઉપાસના વિગેરેના શોખીનો મહાન હઝરત સલ્અમના પહેલાં પણ અરબસ્તાનમાં હતા અને તેમના સમયમાં પણ હતા. ઇસ્લામે જોયું કે લોકો સંસારનો ત્યાગ કરી આખી જીંદગી કુવારા રહે છે તેથી ઓલાદ વધતી નથી અને ખુદાએ જે ન્યામતો—પ્રસાદીઓ તેમને આપી છે તેનાથી બેનસીબ રહે છે અને એ રિવાજ હવે હદ ઉપરાંત આગળ વધી ગયો છે તેથી તેના ઉપર કાંઇક દાબ મુકાવવોજ જોઇએ તેથી આવો હુકમ આપી તે વધુ આગળ નહીં વધતાં માફકસર રહે એવું ધોરણ બાંધ્યું, અને ફરમાવ્યું કે માણસે દુનિયાની મોહબ્બત પોતાના મનમાં પેદા થવા નહીં દેતાં એક માત્ર ખુદા તરફ હંમેશાં ધ્યાન લગાડી નીતીના મકકમ માર્ગે ચાલવાનું છે. પણ પોતાના બાલબચ્ચાં અને સગાવાહલાંને રખડતાં રઝળતાં નિરાધાર સ્થીતીમાં ધી માત્ર પોતાના કલ્યાણ માટે એકાંતમાં બેસી જીંદગીના દિવસો એળે વા તૈયાર થવું એ કાંઇજ નહીં પણ પોતાના હકદારોના હક નહીં સમ-

જવા બરાબર છે. અને ધારો કે કદાચ તેથી પોતાનું કલ્યાણ થશે એવી આશા હોય તોપણ તે સ્વાર્થ બુધ્ધીવાળી છે. તેના ઉપર જે તેના સગાંવાહલાંઓના હક છે તેતો અદા થઈ શકતા નથી. સાધુ થઇ આખા જગતનું કલ્યાણ કરવાનો બોજો માથે લેવાનો દેખાવ કરવા કરતાં જેમનું ખાસ કલ્યાણ કરવાનું છે તે એમજ રહી જાય તો ખુદા ભાગ્યેજ ખુશી થાય. હકદારોની સેવા પ્રથમ થવી જોઇએ. ઇસ્લામ તમામ લોકોની સેવા કરવાની ભલામણ કરે છે, પણ સંસારમાં લુબ્ધ થઇ ખુદાને ભુલી જવાની વાતને તો તે બેશક નાપસંદ કરે છે. તે કહે છે કે ખુદાથી ગાફેલ રહેવું એજ દુનિયા છે. એનુંજ નામ સંસારનો મોહ છે. જે લોકો ખુદાથી ગાફેલ રહયા છે તેજ સંસારમાં ફસાએલા પામર જીવ છે, અને જે લોકો દુનિયામાં રહયા છતાં ખુદાથી ગાફેલ નહીં રહેતાં હમેશાં તેના ફરમાન પ્રમાણે નેકીના કાંમો કરે છે તેજ ખરા સાધુ અને તેજ ખરા ફકીર છે

**સૂફી તરીકા.** હીજરી સનના બીજા સૈકામાં જ્યારે મુસલમાનો પાસે દુનિયાનાં સાધનો વધ્યાં ત્યારે તેમનામાં નમ્રતા અને વિનયનો કાંઇક ઘટાડો થયો એટલે કેટલાક એવા લોકો બહાર પડયા કે જેમણે તેમને ઊલૂમે બાતિની—અંતરજ્ઞાન તરફ દોરવા કોશીશ કરી. હીજરી સનના બીજા સૈકામાં પહેલા સખસ જે સૂફી નામથી ઓળખાયા તે અબુહાશમ સૂફી હતા અને તે હી૦ સ૦ ૧૫૦માં આ દુનિયાથી ઉઠી ગયા હતા. આ અરસામાંજ ભકતી રસના પુસ્તકો લખવાનું શરૂ થયું હતું અને ઝિક (અજંપા મંત્ર) ફિક (ચિંતન) ઝૌક (આનંદ) શૌક (ઉત્સાહ) સબ્ર (શાંતી) રઝા (તાબેદારી) ફક્ર (ગરીબાઇ) તવક્કલ (સંતોષભાવના) શુક્ર (આભાર નિવેદન) મોહબ્બત (પ્રેમ) ખોફ (ડર) જેવા સ્થીતી સુચક શબ્દો જ્ઞાનની સમજણ માટે નક્કી થયા. વળી સૂફીઓમાં પણ પોતપોતાની અભિરૂચી અને ખ્યાલ પ્રમાણે જુદા જુદા મંડળો કાયમ થયા. આ મંડળોના જ્ઞાની લોકો એહલુલ્લાહ (અલ્લાહવાળા), દુરવેશ (મહાત્મા) અને ફકીર (સંત) વિગેરે નામથી ઓળખવા લાગ્યા. સૂફીઓ બે પ્રકારના છે. કેટલાક નમાઝ, રોઝા વિગેરે બરાબર પાળી શરીઅત ઉપર સારી રીતે અમલ કરનારા હોય છે અને તેમને સાલિક કહેવામાં આવે છે. સાલિકનો અર્થ "પંથી" અથવા "મુસાફર" થાય છે; કારણકે તેને પુરૂષાર્થ વડે રૂહાની–અધ્યાત્મિક માર્ગની મુસાફરી કરવાની હોય છે. બીજા પ્રકારના સૂફી એવા હોય છે કે જે શરીઅતની બરાબર પાબંદી કરતા નથી પણ પોતાના સંજોગો પ્રમાણેજ વર્તે છે. આ લોકોને ફારસીમાં આઝાદ (Free-thinker) અને અરબીમાં બેહરાર અથવા મજઝૂબ (Distracted) કહે છે. સાલિકના બે વર્ગ છે. એક વર્ગ અકતાબ (કુતુબનું બહુવચન) અને ઓતા

નામથી એકજ ઠેકાણે મુકામ જમાવે છે અને બીજાને હમેશાં ફરતો ફરે છે. ઘણે ભાગે આ પ્રવાસી લોકોએજ જ્ઞાન ફેલાવવાનું કામ વધારે કરેલું હોય એમ કહેવાય છે. આ સાલિક લોકોના માર્ગની સાંકળ હઝરતઅલી કરમ૦ સાથે જોડાએલી છે જે સૌ કોઇના જાણવામાં છે.

સૂફી મતની સૌથી પહેલી શાખા કાયમ થઇ તે "અલ્વાનીઆ" નામથી ઓળખાય છે અને તે હઝરત **શેખ અલ્વાન** સાથે સંબંધ ધરાવે છે. તેની સ્થાપના હી૦ સ૦ ૧૪૯માં જીદ્દા શહેરમાં થઈ હતી. તે પછી "અદહમીઆ" તરીકો નીકળ્યો. તેની સ્થાપના હી૦ સ૦ ૧૬૧ માં દમિશ્ક (દમાસકસ) શહેરમાં થઇ હતી. તેનો સંબંધ હઝરત સુલ્તાન **ઇબ્રાહીમ અદહમ** સાથે છે હીંદુસ્તાનમાં જે શાખાઓ છે તે કાદરીઆ, ચિસ્તીઆ, નકશબંદીઆ, સોહરવર્દિઆ વિગેરે નામથી પ્રખ્યાત છે. અને બધાની મતલબ ખરા ખુદાનું જ્ઞાન મેળવવાનીજ છે.

સૂફી એ ગુરૂપદની એક પદ્વી છે. જે સખસ એ મરતબો મેળવે છે તે **શરીઅત** (કર્મકાંડ) **તરીકત** (ભક્તી) **હકીકત** (યોગ) અને **મઆરફત** (બ્રહ્મજ્ઞાન)ની વાતોથી માહિતગાર હોય છે. દરેક મંડળમાં એક મહાત્મા ગુરૂપદે હોય છે જે શેખ—ગુરૂ અથવા **પીર** કહેવાય છે. એ પીરના ઘણા મુરીદો—સેવકો પણ હોય છે અને તેમની નિગેહબાની પીરના ખલીફા (વડા શિષ્ય) રાખે છે આ ખલીફા પણ મહંત (મહાનત) કહેવાય છે. આ ખલીફાઓ મુરીદોને સારાં કામ કરવા ઉત્તેજીત કરે છે અને નઠારાં કામોથી અલગ રાખવા કોશીશ કરે છે. વળી જે મુરીદો જ્ઞાન માર્ગમાં આગળ વધવાની ખાહેશ રાખે છે તેમને તેઓ **ઝિક્ર અઝકાર** (જાપ અજાપો) **મુરાકબા**—સમાધી વિગેરે બાબતોની પણ તાલીમ આપે છે. અને તેમાંથી બીજા સારા સૂફી તૈયાર થઈ સમાજની ઉન્નતીનું કામ સારી રીતે થાય છે.

**તકવો.**—કુરાને શરીફમાં ફરમાવ્યું છે કે "તકવો અખત્યાર કરો ખુદા તમને તાલીમ આપશે." તકવાનો અર્થ પરહેજગારી અથવા ભક્તી (Piety) થાય છે. તકવાના ત્રણ દરજા છે આમ—સાધારણ તકવો, ખાસ તકવો અને ખાસુલ્ ખાસ તકવો. આમ તકવો એ છે કે જાહેર ગુન્હાઓથી બચવું એટલે મદિરા—શરાબ, ચોરી, જુગાર, વ્યભિચાર, જૂઠ વિગેરે બુરાઇઓથી અલગ રહેવું. ખાસ તકવો એ છે કે બાતિન—અંદરના ગુન્હાઓ જે અંદરના શિરક રૂપે ગણાય છે તેનાથી બચવું. એટલે કામ, ક્રોધ, મદ, લોભ, મત્સર, વિગેરેમાં નહીં સપડાતાં તેનાથી અલગ રહેવું. ખાસુલ ખાસ તકવો ઉંચા દરજાનો તકવો છે જ્યાં સુધી માણસ પહેલા બે દરજા પસાર કરતો નથી ત્યાં સુધી આ તકવાના દરજે પહોંચી શકતો નથી જ્યારે ત્રણે દરજા માણસ પસાર કરે છે ત્યારે તેના મનમાં ખુદા સિવાય બીજો કાંઈ રહેતો નથી. જેટલું તે પોતાનું મન વધારે પાક કરે છે તેટલોજ તેના માં દૈવી—ઇલાહી નૂરનો પ્રકાશ વધારે તેજ થાય છે. અને જેટલો તે દુનિયાનો

ખ્યાલ પોતાના મનમાંથી ઓછો. કરતો જાય છે તેટલોજ તે ખુદાના નજદીક પહોંચતો જાય છે. એટલે તકવાના આ ત્રણ દરજા પસાર કરતાં માણસ ખુદાના નજીક જઇ પહોંચે છે, અને નજીક પહોંચ્યો એટલે ખુદા તરફથી તેને તાલીમ મળવા લાગે છે. આપણે ઉપર કહ્યું કે તકવો અખત્યાર કરો ખુદા તમને તાલીમ આપશે એનો અર્થ આજ છે. આ ત્રણ દરજાને આપણે શરીઅત, તરીકત, અને હકીકત નામ આપીએ તો કાંઇ વાંધો નથી. દાખલા તરીકે, કોઇ માણસ વૈદકશાસ્ત્રનો અભ્યાસ કરે તો તે "શરીઅત" છે. દવાઓ આપતો થાય તો તે "તરીકત" છે. અને તેથી બીમારી સારી થાય તો તે "હકીકત" છે. એટલે **શરીઅત** ઇલ્મ—વિદ્યા છે, **તરીકત** અમલ—કરતવ્ય છે અને **હકીકત** અમલનું પરિણામ છે.

**ઇમાન.**—શરીઅતમાં ચાર ચીજોની પ્રથમ જરૂર છે. (૧) ખુદાના જે ફરમાનો છે તે ખરા અંતઃકરણથી સાચા જાણવા (૨) જાહેરમાં પણ તે વિશે જીભથી એજ પ્રમાણે કહેવું (૩) અને તે ઉપર નિયમ પ્રમાણે અમલ કરી શુદ્ધ વિવેકથી વર્તવું. સૌથી પહેલાં અંતઃકરણની સચ્ચાઈ (તસદીકુન્—બિલ્—કલ્બ્)ની ઘણી જરૂર છે. અને તે સાચા આકીન વગર પેદા થઇ શકતી નથી. આકીન ત્રણ વસ્તુથી પેદા થાય છે. (૧) તકલીદ—અનુકરથી (૨) ઇસ્તિદલાલ—સાબીતી અથવા પુરાવાથી અને (૩) કશ્ફે હાલ—અંતરના પ્રકાશથી. જે આકીન અનુકરણ અને સાબીતી—પ્રમાણથી પેદા થાય છે તે શરીઅતનું કહેવાય છે અને જે અંતરની રોશનીથી પેદા થાય છે તે તરીકતનું રહેવાય છે. એને માટે મુજાહેદા—કર્મયોગ અને રિયાઝત—ઉપાસનાની જરૂર છે. અમલ કર્યા સિવાય ખરો રસ્તો મળવો જરા દુર્લભ છે.

તસવ્વુફમાં ઈલ્મ અને અમલ બંનેની જરૂર છે. અહીં ઇલ્મનો અર્થ ઇલ્મ રૂહાની—અધ્યાત્મિક વિદ્યા છે અને અમલ અખલાક—શુદ્ધ વિવેક છે. જેવી રીતે જાહેર ઈલ્મ માટે જાહેર હવાસ—ઇંદ્રીઓ સાજી હોવાની જરૂર છે તેવીજ રીતે રૂહાની ઈલ્મ માટે પણ અંદરની ચીજોની દુરસ્તી હોવીજ જોઈએ. મુજાહેદા અને રિયાઝતથી એ વિશેનું જ્ઞાન પેદા થાય છે. ખરૂં જોતાં આ અંતરની અલૌકિક વિદ્યાજ **ઇલ્મે લદુન્ની** (બ્રહ્મ જ્ઞાન, Divine Knowledge) અથવા **ઇલ્મે રૂહાની** (Mental Science)ના નામથી ઓળખાય છે. પેગમ્બરોમાં આ ઈલ્મ કુદરતી હોય છે અને ઓલીઆઓ—પીરો—બુઝુર્ગો—મહાત્માઓમાં તે ઉપાસના અને ભકતીથી પેદા થાય છે. આ ઈલ્મથીજ ઇમાન પાકું થાય છે.

બધાજ લોકો જાણે છે કે ખુદા દરેક ઠેકાણે મોજુદ છે અને આ આખું જગત અને તેમાંની તમામ ચીજો તેના જ્ઞાનની જરાપણ બહાર નથી. તોપણ એ લોકોનું ઇમાન એ તકલીદ—અનુકરણ અને ઇસ્તિદલાલ—પ્રમાણ ઉપર હોવાથી તેની જરાપણ અસર તેમના જીવન ઉપર થતી નથી. તેઓ કહે છે

દરેક ઠેકાણે હાજર છે અને આપણે જે કાંઇ કરીએ છીએ તે પોતે સારી રીતે જોઈ શકે છે તથા દરેક ચીજ ઉપર તેની સંપૂર્ણ સત્તા છે, વળી તેઓ એ પણ કહે છે કે તેણે સારાં કામ કરવાનું અને ખોટાં કાર્યોથી દુર રહેવાનું ફરમાવેલું છે. તેઓ આ સૌ જાણે છે છતાં પણ ખુદા જાણે છેજ નહીં અને તેનામાં કાંઇજ સત્તા નથી એમ સમજી પોતાની મરજી પડે તેમ વર્તે છે. જ્યારે ઇલ્મ શીખેલાઓની આવી હાલત છે તો પછી વગર શીખેલાઓનું શું પુછવું ? ઘણા લોકો ચોરી કરે છે, જુગાર રમે છે, શરાબ પીએ છે, બદફેલી કરે છે, જૂઠું બોલે છે, વ્યાજ ખાય છે, ગીબત કરે છે, હસદ કરે છે, છળકપટની બાજીઓ રચે છે અને સાથે સાથે આનંદથી એમ પણ કહે છે કે અમે ઈમાનદાર છીએ. આનું કારણ એજ છે કે તેમનું ઇમાન—આકીન કામિલ—સંપૂર્ણ રીતે દ્રઢ નથી. પોચા ઈમાનમાં માણસને ખોટા કામોથી રોકી શકવાની અને નેક કામો તરફ ઝુકાવવાની તાકત નથી. જે ઈમાન અંતરની રોશનીથી પેદા થાય છે તેજ પાકું અને મજબૂત હોય છે. અને તેવા ઈમાનવાળાજ ખુદાનેહમેશાં વ્યાપક—હાજર નાજર જુવે છે અને દરેક ચીજમાં તેમને તે સાક્ષાત દેખાય છે. જેમને માલીક હમેશાં પાસેજ દેખાતો હોય તો પછી તેવા લોકોના મનમાં ગુન્હાનો જરાપણ ખ્યાલ આવે એ બનવા જોગજ નથી આવું કામિલ ઇમાન પેદા કરી પોતાના કલ્યાણ માટે હમેશાં સૂફીઓની સોહબત—સમાગમની જરૂર છે, એમ દરેક મહાત્મા કહી ગયા છે.

બનાવટ —જે સુફીઓ ખુદાના ખરા રસ્તે ચાલી લોકોને જ્ઞાનનો માર્ગ બતાવે છે તે તો ઘણા સારા માણસો હોય છે પણ કેટલાક હાલ એવા પણ લોકો પેદા થઈ ગયા છે કે સૂફીઓના ચલણ ઉપર ચાલવા જરા પણ કોશીશ કરતા નથી પણ વાતો કરે છે. આવું કરવાથી કાંઇ સૂફીઝમનો માર્ગ સિધ્ધ થતો નથી પણ ઉલટી એ માર્ગની બદલામી થાય છે. એ તો મહેનતનું કામ છે. જ્યારે પંદર રૂપીઆના નિશાળના આસીસ્ટંટની જગાને લાયક થવા માટે સાત આઠ વરસ બરાબર મહેનત કરી સરટીફિકેટ મેળવવું પડે છે તો પછી સૂફીની ડીગ્રી કે જે ગુરૂપદને લાયક બનાવે છે તેનું સરટીફિકેટ મેળવવા કેટલી કોશીશ કરવી પડે. તેનો વિચાર કરવો જોઇએ સ્વાર્થ ત્યાગ કર્યા વગર અને હુંપદ કહાડી નાખી માલીકના ખ્યાલમાં લિન્ન થયા વગર આગળ વધાતું નથી.

ગુરૂ.—આ માર્ગનું શિક્ષણ લેવા માટે ગુરૂની ખાસ આવશ્યકતા છે. જે અમદાવાદથી મુંબાઇ લઇ જવા માટે એન્જીનની જરૂર પડે છે તેમ પાંને ખુદાના મુકામ તરફ લઇ જવા માટે મુરશદ—ગુરૂનીજરૂર પડે છે. વળી

એન્જીન પણ જેમ સ્ટીમવાળું ચાલતું હોવું જોઇએ તેમ ગુરૂ પણ આત્મિક શકતીવાળો જ્ઞાનમાં આગળ વધેલો ચાલુ હેવો જોઇએ. જો સ્ટીમવાળું ચાલુ એન્જીન હશે તો ફર્સ્ટકલાસ, સેકન્ડકલાસ, થર્ડકલાસ, લગેજ ગાડીઓ, ભાર ખાનાના ડબ્બા, ઢોરોના ડબ્બા વિગેરે ગમે તેવા હશે તોપણ તે ખેંચી જઇ શકશે. વળી તેને માટે રેલ એટલે માર્ગની પણ જરૂર છે. એટલે ગુરૂ અને અમુક માર્ગ એટલી ચીજ આગળ વધવા માટે જોઇએ. એન્જીનને જેમ ડ્રાઇવર હોય છે તેમ ગુરૂને તેનો દૈવી અંતર આત્મા હોય છે. આ ત્રણે વસ્તુ બરાબર હોય તો પછી સેવકોરૂપી ટ્રેનને તેના ધારેલા મોક્ષના ઠેકાણે પહોંચાડવામાં વાર લાગે નહીં. પણ સેવકોના આત્માની દુરસ્તી પહેલાં થવી જોઇએ. આ સ્થુળ શરીરની દુરસ્તી માટે જેમ ડાકટરો અને વૈદરાજો છે તેમ આત્માની દુરસ્તી માટે ગુરૂઓ છે. શરીરની દુરસ્તી માટે વૈદો અમુક વસ્તુઓની પરેજી બતાવે છે તેમ સૂફીઓ પણ આત્માની દુરસ્તી માટે કેટલીક વસ્તુઓની પરેજી કરાવે છે. આવી પરેજીની જરૂર પડે છે તેથીજ સૂફીઓ સાત્વિક—સાદો ખોરાક ખાવાની ભલામણ કરે છે કે કામ, ક્રોધ, વિગેરે જેવા વિકારો શરીરમાં રહેવા પામે નહીં.

**સૂફીઝમ એજ એકતા.**—આ પ્રમાણે આત્માની દુરસ્તીની સાથે જો ભાઇચારાની લાગણી પેદા થાય તો તમામ કોમોના લોકો વચ્ચે સારી એકતા થાય. કારણ કે ત્યાં સ્વાર્થને અગ્ર સ્થાન મળે નહીં. પણ જ્ઞાનના રસ્તાવાળું ખરૂં ધોરણજ જોવાય આથીજ કેટલાક આગેવાનોનો ખ્યાલ હાલ સૂફીઝમ તરફ દોરાયો છે. મી. ગુલામ મોહંમ્મદ ભુરગરી, કાઉન્સીલ ઓફ સ્ટેટના માજી મેમ્બર, તથા મી૦ જેઠમલ પરસરામ ગુલરાજાની ભારતવાસીના એડીટર, તથા હુકમચંદ કુમાર સીંધ નેશનલ કોલેજના પ્રોફેસર એ ત્રણે ગૃહસ્થોની સહીથી સીંધ હૈદરાબાદ ખાતેથી એક અંગ્રેજી લખાણ "સૂફીઝમ" ઉપર તા૦ ૨૬–૪–૧૯૨૩ ના બોમ્બે ક્રોનીકલમાં પ્રસિદ્ધ થયું છે જેમાં તેઓ સૂફીઝમને હીંદુ મુસલિમ એકતા કરાવનારૂં એક ઉમદા સાધન બતાવી તે તરફ પ્રવૃત થવા લોકોને ભલામણ કરે છે. અને તેમની વાતને ટેકા પણ મળવા લાગ્યા છે. એ ગૃહસ્થોની સુચના ઘણી આવકારદાયક છે અને તે ઉપાડી લેવામાં તમામ કોમોનું હિત સમાએલું છે. કારણ કે સૂફીઝમ એક જ્ઞાનનું સામાન્ય ધોરણ હોવાથી કોઇની પણ ધર્મની માન્યતાની આડે આવે એમ નથી, જેથી બધાને તે અનુકુળ પડશે અને તેના અધ્યાત્મિક તત્વોથી જે એકતા બંધાશે એ નિસ્વાર્થી અને ઘણી સંગીન થશે એવું ઘણા લોકોનું ધારવું છે. સૂફીઝમનું ધોરણ એવું છે કે જે સહેલાઇથી લોકોના હૃદય એક કરી શકે છે. જે સૂફીઝમ

પણ જાતનું ફંડ માગ્યા વગર કે કોઇ પણ જાતના માયીક સ્વાર્થ વગર દેશનું ભલું કરી શકે એમ છે એવું જે ઘણા લોકો કહી રહયા છે તેનો ઉત્તમ લાભ ઘેર બેઠાં શાંતીથી મળતો હાય તો તે અખતરો અજમાવવા કોઇ પણ જાતનો બાધ હોય એમ લાગતું નથી. આ ધોરણ દાખલ થશે તોજ લોકોના મનમાં જ્ઞાનના પ્રતાપે શાંતી, નિર્મળતા, પરોપકાર, નિસ્વાર્થ, ઉદારતા, પ્રેમ, નમ્રતા, સત્ય, નીતી, ચારિત્ર વિગેરે જેવાં ઉત્તમ ગુણો ખીલશે અને એકસંપીનો પાયો મજબૂત નંખાશે. આ એકસંપીથી સંસારની જીંદગી શાંતીવાળી થશે એટલુંજ નહીં પણ સમાજની ઉન્નતી થશે અને આત્માનું પણ કલ્યાણ થશે.

# ઈસ્લામ અને તોહીદ.

સૂફીઝમ જેનું આપણે આગળ વિવેચન કરી ગયા છીએ તે ઈસ્લામનો એક ભાગ મનાય છે તેથી હવે "ઇસ્લામ" શું છે તેનું કાંઇક વર્ણન આપણે કરીશું.

**ઇસ્લામ.**—"ઇસ્લામ"નો અસલ ખરો અર્થ નમવાનો થાય છે. ખુદાને નમવું, તેના ફરમાન ઉપર માથું ઝુકાવવું, શાંતીથી રહેવું, સ્વાર્થનો ત્યાગ કરવો, આત્માર્પણ કરવું, ધર્મ પ્રમાણે ચાલવું વિગેરે અર્થ પણ થાય છે. અને તેના અનુયાયીઓ **મુસલમાન**, ઈસ્લામી કે મુસલિમ કહેવાય છે. ઈસ્લામના ખાસ **પેગમ્બર હઝરત મોહંમ્મદ સલ્અમ** છે. તે અનુક્રમમાં સૌથી છેલ્લા પણ મરતબામાં સૌથી મોટા છે. ઇસ્લામની માન્યતા પ્રમાણે એક લાખને એંશી હજાર પેગમ્બર દુનિયામાં થએલા છે[1] પણ જે દરજ્જો હઝરત મોહંમદ સલ્અમનો છે તે બીજાનો નથી.

તેમનો જન્મ અરબસ્તાન દેશના મક્કા શહેરમાં ઈ. સ. ૫૭૦ માં થયો હતો. એ શહેર ઘણું પુરાના વખતનું છે અને જુદાજુદા લોકોના કબજામાં રહયું છે. તે વખતે તે કુરેશી લોકો જે સૌથી ઉંચા ગણાતા હતા તેમના કબજામાં હતું અને તેનો વહીવટ હઝરત સલ્અમ પેદા થયા ત્યારે હઝરતના દાદા હઝરત અબ્દુલ મુત્તલિબ કરતા હતા.

**તોહીદ.**—મહાન હઝરત જવાનીમાં આવ્ય પછી પંદર વરસ તેઓ ખુદાની ભક્તી માટે "ગારે હિરા" નામની એકાંત જગામાં રહયા જેથી ખુદાનો ખરો મહીમા તેમના જાણવામાં આવી ગયો. તેમને પેગમ્બરીનો મરતબો ખુદા તરફથી મળ્યો તેવામાં એક દિવસ તેઓ લુગડું ઓઢીને સુઇ રહયા હતા અને ખુદાનો હુકમ થયો કે "હે લુગડું ઓઢીને સુનારા, ઉભો થા અને ખુદાતઆલાના ફરમાનોનો ઉપ-

૧. કેટલાક એક લાખને ચોવીસ હજાર બતાવે છે.

દેશ કર. જે લોકો ખરા ખુદાને છોડી જડની પૂજાના પાપમાં સપડાએલા છે તેમના ઉપર કેવો ભયંકર ક્રોપ પડશે તે તેમને કહી બતાવ, અને તારા સકળ ગુણ સંપન્ન પરમ કૃપાળુ પરવરદિગારની કીર્તીના ગુણ ગા, અને માત્ર તેનીજ બંદગી કરવાનું શીખવ. તું પોતે સત્યનો માર્ગ અખત્યાર કરી ખુદા સિવાય બીજાની પૂજા કરવાનું જે અસત્ય ફેલાઈ રહયું છે તેને નાબૂદ કર, અને લોકોને અંધકાર તથા પાપના ખાડામાંથી બહાર કહાડી સીધે રસ્તે ચડાવી પ્રકાશવાળા જીવનમાં લાવ અને તેમ કરવા વિશેનો તેમની ઉપર ઉપકારનો બોજો નાખ નહી કે જેથી તારી ઉપર અમારી અનંત કૃપા થાય. અમારા ફરમાનો લોકોને જાહેર કરવામાં તારી ઉપર જે જે સંકટ પડે તે ધીરજથી સહન કર, અને બધાને ચેતવણી આપ કે કયામતના દીવસે લોકોને ભેગા કરવા સૂર-બ્યૂગલ ફુંકવામાં આવશે ત્યારે અમારી આજ્ઞાઓ નહીં માનનારને તે દિવસ ઘણોજ સખત લાગ્યા વિના રહેવાનો નથી." આ પ્રમાણે ખુદાની તૌહીદ —એકતા પૃથ્વી ઉપર કાયમ કરાવવા માટે મહાન હઝરત સદ્અમને ખુદાની આજ્ઞા થવાથી તેઓ તૈયાર થયા અને અલૌકિક જ્ઞાનની પ્રસાદી લોકોને આપવા લાગ્યા. તેઓ સૌથી મોટામાં મોટા સૂફી હતા એટલે એમને તો વધારે કામ કરવાનું હતું. તેમણે જુદા જુદા ભાગોમાં જ્ઞાનની દાવતો મોકલી અને લોકોના હૃદય ઉપર જ્ઞાનનો પ્રકાશ નાખવા માંડયો. અને જોત જોતામાં તેમના અંતરમાં લાગેલી ઇમાનની અગ્ની એ ભડકો કરી ચારે તરફ રોશનીનો ભારે પ્રકાશ ફેલાવી દીધો.

તેઓ તૌહીદનું જે શિક્ષણ આપી ગયા તે દિવસે દિવસે વધવા લાગ્યું. તેમના પ્રેમી અનુયાયીઓ જ્યાં જ્યાં ગયા ત્યાં એ તૌહીદનો રંગ લેતા ગયા અને તેમાં દેશને રંગવા લાગ્યા. હીંદુસ્તાનમાં પણ ઘણા પીર લોકો ત્યાંથી ખુદાની એકતાનો રંગ લઇને આવ્યા અને અહીં પણ તેમણે વેહદતની ભટ્ટી જમાવી. આ નૂરાની ભટ્ટીનો રંગ એવો તો સાફ અને નિર્મળ હતો કે જેને લાગ્યો તે એકતાથી રંગાયા અને પ્રેમમાં મસ્ત બન્યા. આ પ્રેમ એવો તો વિશુદ્ધ હતો કે તેણે બધાનાં હૃદય એક કરી નાખ્યાં. આ પ્રેમ નિસ્વાર્થી હતો એટલે તેનો રંગ દિવસે દિવસે પાકો થતો જતો હતો. અને તે સારાં ફળ લાવતો હતો. પીરની ઓલાદના લોકો કે જેમના હાથમાં એ ભટ્ટીઓનો હવાલો પાછળથી આવ્યો હતો તે સ્થાનિક લોકોની તબીયતો અને ખાસીયતો જોઇ જોઇને તેમાથી થોડા થોડા રંગની પીયાલી આપતા હતા. એકદમ આ રંગ અહીંના લોકોને પચે એવો નહોતો કારણ કે તેમના મન ઉપર પચરંગી ચિત્રનાં પડ જામ્યાં હતાં. તેત્રીસ કરોડ દેવતાઓની સત્તાનો જબરો જમાવ હોય ત્યાં એકજ ખુદાની સત્તા મનાવવાનું કામ કેટલું ભારે છે તે જે લોકો જ્ઞાનના પ્રચારનું કામ કરે છે તેજ જાણે છે. બીજાને આનો ખ્યાલ હોઇ શકે પણ નહીં. સ્થાનિક મામલો જોઇને ઇસ્લામી જ્ઞાનીઓએ ભારે મહેનતથી હીંદુ ધર્મની ફિલસુફી, તત્વજ્ઞાન, યોગવિદ્યા, આત્મજ્ઞાન જેવા સિદ્ધાંતના વિષયોનો ઉંડો અભ્યાસ કરી તેનું મગજ તારવી કહાડી તપાસવા માંડયું તો તેમાં સૂફીઝમના તત્વો સ્પષ્ટ દેખાવા લાગ્યાં. આ તત્વો જે ઘસાઈ ગએલી સ્થીતીમાં આવી ગયાં

તેમની ઉપર સૂફીઓએ એ બહુીના રંગની પીંછીઓ ફેરવવા માંડી જેથી ધીરે ધીરે ઓપ ચડવા માંડયો. વેહદતનો રંગ ચડાવવા માટે પચરંગી રંગવાળા ચિત્ર પટના સમાગમમાં પીરજાદાઓને હમેશાં આવવું પડતું હતું તેથી કેટલાક ભાઈઓ તેમને પણ શિરકના રંગમાં ભળેલા ગણી નીંદતા હતા પણ એમ સમજતા ન હોતા કે વેહદતનો રંગ ચડાવવા માટે તેમ કરવાની પીરજાદાઓને જરૂર હતી. એક રંગ હોય છે તેને વેહદતનો રંગ કહેવામાં આવે છે જ્યારે અનેક હોય તેને શિરકનો રંગ કહેવામાં આવે છે. પચરંગી ચિત્રપટ ઉપર તો શિરક સવા રૂપીઓ જામેલું છે. હવે આ ઇસ્લામી જ્ઞાનીઓ પોતાના જ્ઞાનથી સંજોગો અને ચિત્રપટની સ્થીતી જોઇને વેહદતના રંગની પીછી એવી તો સરસ રીતે હલકા હાથે લગાડતા કે પચરંગી ચિત્રપટ ઉપર વેહદતનો આછો પટ ચોટી જતો. આ પ્રમાણે શાંતી ધીરજ અને વિવેકથી વેહદતના રંગનો વખતો વખત પડ ચડતો જવાથી શિરક સવા રૂપીઆ પરથી બાર આની પર, બાર આની પરથી આઠ આની પર, આઠ આની પરથી ચાર આની પર, ચાર આની પરથી બે આની પર આવી, આસતે આસતે ઓછું થઇ જતું અને પછીથી તદન નાબૂદ થઈ ખુદાની વેહદત—તોહીદમાં બદલાઈ જતું. આ હિસાબે ઘણા સૂફીઓએ રંગ લગાડી અસંખ્ય લોકોને ખુદાનો રસ્તો બતાવેલો છે અને તેના બદલામાં રંગાનારાઓએ તેમને ગુરૂપદે માની પોતાની નૈતિક ફરજ બજાવી છે.

# હીંદુ મુસલિમ એકતા.

મ૦ ગાંધીજી "હીંદુ મુસલિમ એકતા" વિશે લખતાં પોતાના "હીંદ સ્વરાજ" નામના પુસ્તકમાં લખે છે કે "હીંદુસ્તાનમાં ગમે તે ધર્મના માણસ રહી શકે છે, તેથી કાંઇ તે એક પ્રજા મટનાર નથી. નવા માણસો દાખલ થાય, તે પ્રજા ભંગ નથી કરી શકતા; તેઓ પ્રજામાં મળી જાય છે. એમ થાય ત્યારેજ અમુક મુલક એક પ્રજા ગણાય. તે મુલકમાં બીજા માણસોનો સમાસ કરવાનો ગુણ હોવો જોઇએ. તેવું હીંસ્તાનમાં હતું અને છે. બાકી ખરૂં જોતાં જેટલા માણસ તેટલા ધર્મ છે એમ ગણી શકાય. એક પ્રજા થઇ રહેનાર માણસો એક બીજાના ધર્મની વચ્ચે પડતાજ નથી. જો પડે તો એમ સમજવું કે તેઓ એક પ્રજા થવાને લાયક નથી. હીંદુ જો એમ માને કે આખું હીંદુ-સ્તાન હીંદુથીજ ભરેલું હોવું જોઇએ, તો તે સ્વપ્નું સમજવું; મુસલમાનો એમ ... તેમાં માત્ર મુસલમાનજ વસે તો તે પણ સ્વપ્નું સમજવું. છતાં હીંદુ, ..., પારસી, ખ્રસ્તી, જેઓ તે દેશને મુલક કરી વસ્યા છે, અને

તેમણે એક બીજાના સ્વાર્થને ખાતર પણ એક થઈ રહેવું પડશે. દુનિયાના કોઈ પણ ભાગમાં એક પ્રજાનો અર્થ એક ધર્મ એમ થયો નથી, હીંદુસ્તાનમાં હતો નહીં." ("સાંજવર્તમાન" તા. ૨૮ મી એપ્રીલ ૧૯૨૩ નો મુખ્ય લીડર જુઓ.)

ઉપલા લખાણમાં ગાંધીજી હીંદુ મુસલમાનોની એકતા કરાવવા દેશના ભલાને માટે જબરી ઉત્કંઠા ધરાવે છે અને તે કાયમ રાખવા માટે કોઇએ એક બીજાના ધર્મમાં હાથ ઘાલવો નહીં એવી ખાસ ભલામણ કરે છે અને બીજું કાંઈ નહીં તો એક બીજાના સ્વાર્થને ખાતર પણ એક થઈ રહેવાની સુચના આપે છે. આ એકતાનું રહસ્ય પીર લોકો આજથી આઠસો વરસ પહેલાં સમજાવતા હતા અને તે ઉપર લોકોને લાવવાને તેમણે સારી રીતે કોશીશ પણ કરી હતી. પીરોની સુચવેલી એકતા અને હાલના આગેવાનોએ સુચવેલી એકતામાં ફરક માત્ર એટલોજ હતો કે પીરો વાળી એકતા બિનસ્વાર્થી અને જ્ઞાનના વિશુદ્ધ પ્રેમ ઉપર રચાએલી ચૈતન્યમય હતી, જયારે હાલની એકતા એક બીજાની ખાતરની અને માયાથી ભરપુર હતી પીરોવાળી એકતામાં ઉંચું તત્વ હોવાથી તે આઠસો વરસ થયાં પણ ટકી રહેલી છે અને માયાવાળી તકલાદી તો એક વરસ જેટલી ટુંકી મુદતમાંજ પડી ભાગવા આવી છે. કારણ કે બંને કોમો સ્વાર્થની લાગણીથી કામ કરતી હતી એમ હાલનાં પેપરોનાં લખાણો કહી રહયાં છે. પહેલાના પીરોના જમાનામાં પણ હીંદુ-ભાઇઓની ગૌપાલન વિશેની ધારણા બર આવતી હતી પણ તે ગૌપાલન પીરો પોતે થઈનેજ કરાવતા હતા. તેમાં હીંદુભાઇઓની ગોઠવણી જેવું કાંઇ ન હોતું. હીંદુભાઇઓ માત્ર જ્ઞાન મેળવવાના નિસ્વાર્થી ખ્યાલથી મુસલમાનો સાથે ખરા હૃદયથી જોડાતા હતા અને મુસલમાનો તેમની સાથે દિવસે દિવસે પ્રેમ વધારી તેમને જ્ઞાનની બાબતમાં સામીલ રાખવા તેમની લાગણીને ખાતર ગૌપાલન કરતા હતા. જ્ઞાન ફેલાવનારા પીરોએ ગૌપાલનનું કામ આજ કાંઈ નવું ઉપાડેલું નથી. એ ઘણી જુની બાબત છે અને તે આ ખીલાફતનો મામલો ઈ૦ સ૦ ૧૯૧૮ માં જાગ્યો તે પહેલાં ઈ૦ સ૦ ૧૯૧૩ ની તથા ઈ૦ સ૦ ૧૯૧૪ ની સાલના "સાંજ વર્તમાન"ના અંકોમાં પ્રકટ થઈ ચુકી છે. હીંદુ મુસલમાનો ગાયો પાળતા થાય તો તેમનામાં અંતરની એકદીલી થાય એમ પીરો તો આઠસો વરસથી જાણી ચુકયા છે અને એ હિસાબેજ તેમના ઇ એ પ્રમાણે બોધ અપાય છે. તે ઉપરાંત તેમના એ બોધથી ખેતીના માટે પુરતા મળે છે, તથા ઘી, દુધ, દહી, માખણ વિગેરે સસતાં અને

છે જેથી દેશની તંદુરસ્તી સચવાય છે. હીંદુસ્તાનની વસ્તીના એંસી ટકા જેટલો ભાગ હમેશાં ખેતીવાડી ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે એ સર્વ-માન્ય બિના છે. ખેતીને માટે ખેડ, ખાતર અને પાંણી એ ત્રણુ ચીજોની જરૂર છે. ખેડ બળદથી થાય છે અને બળદ ગાયથી પેદા થાય છે. ખાતર પણુ ગાયોથીજ થાય છે કારણુ કે તે ગાયોના છાણુ મુત્રનો કચરો છે. પાણી ખુદાના હાથમાં છે. પણુ આપણી પાસે બળદ સારા પ્રમાણુમાં હોય તો પાકા કે કાચા કુવા તૈયાર કરાવી તેમાંથી પણુ પાણી મેળવી ખેતી કરી શકીએ. એટલે ખેતીનો તમામ આધાર ગાય ઉપર છે. ખેતીમાંથીજ અનાજ પાકે છે અને રૂ નીકળે છે જેથી શરીર પોષાય છે તથા ઢંકાય છે. અનાજ, લૂગડાં, ઘી, દુધ, દહીં, માખણુની માણુસને હમેશાં જરૂર પડે છે અને તે ગાયથીજ પેદા થાય છે. ગાયને વધારવી એ દેશની આબાદી અને સુખના સાધન વધારવા બરાબર છે. સ્વદેશી અને રેંટીઓ જે હાલમાં સ્વરાજ્યના મુખ્ય સાધન ગણુાય છે તે પણુ ગાય વગર ટકી શકે નહીં.

આવી વહેવારૂ વાતો પીરજાદાઓએ લોકોને શાંતીથી શીખવેલી છે અને લોકોએ તે ઉપર અમલ પણુ કર્યો છે. પીરજાદાઓએ દેશને ફાયદો પહોંચાડ-નારી, હીંદુભાઇઓના મન જીતનારી અને જ્ઞાનનો ખરો માર્ગ ખુલ્લો થાય તેવી વાત બહાર પાડી ત્યારે વગર સમજે કેટલાકો પીરજાદાઓનું ખરૂં ખોટું બોલવા લાગ્યા. અને પીરજાદાઓને કદાચ હીંદુભાઇઓ પોતાની માન્યતા પ્રમાણે કોઈ અવતારી પુરૂષ તરિકે બતાવે તે સાંભળીને અથવા કોઈ પ્રસંગે ગેરકોમના લોકોના મન રાજી રાખવા ખાતર ઢોલકાં વાગે કે કૌવ્વાલી થાય અગર સંદલનો જલસો ધામધુમથી નીકળે તો તે જોઇને તેને કેટલાક તો શિરક, કુફ્ર, બિદઅત અને ગુન્હાના કામ બતાવી પીરજાદાઓને વગોવવા લાગ્યા. વળી કેટલાક ઉત્તર હીંદુસ્તાન તરફના ભાઇઓ તો એટલે સુધી કહેવા તૈયાર થયા કે આવું ગુજરાતમાં ચાલે અમારા ત્યાં આવું એક દહાડો પણુ નભે નહીં. પણુ ગુજરાત અણુસમજુ મુલક છે તો તે ચલાવી લે છે. પણુ એવું કાંઇ નથી. ઉત્તર હીંદુસ્તાનમાં આવી વાતો દરેક ઠેકાણે હાલ પણુ થાય છે. મૌલાના શૌકતઅલી સાહેબે, હકીમ અજમલખાન સાહેબે, મૌલાના અબ્દુલ બારી સાહેબે તથા ડાકટર અન્સારી સાહબે પીરજાદાઓથી પણુ આગળ વધીને હીંદુ મુસલિમ એકતા કરાવવા માટે ગૌવધ એકદમ બંધ કરાવવાની જાહેરથી હીમાયત કરી છે ...ને મુસલિમ લીગે પણુ એ બાબતનો ઠરાવ કરેલો છે. આ વાતો દીલ્હી તર-...એટલે ઉત્તર હીંદુસ્તાન તથા પંજાબમાં જોરથી ચાલેલી છે. અને હજુ ...ે. વળી એ તરફજ મોટા પીરોની દરગાહો ઉપર ગાવા

વગાડવાનું કામ જોરથી ચાલે છે, સંદલોના જલસા જબરી ધામધુમ થાય છે અને હજારો લોકો ભેગા થઈ માનતાઓ ચડાવે છે. આ બધુંજ એ તરફ જોરથી થાય છે. વળી એજ તરફના મૌલાના મોહમ્મદઅલી સાહેબ તથા મૌલાના શૌકતઅલી સાહેબને ગાંધીજીની સાથે છબીમાં ચીતરી કૃષ્ણ, ભીમ, અરજુન વિગેરેના અવતાર ખુલ્લી રીતે જણાવ્યા છે બલકે એથી વધીને પંજાબના કાદીઆન ગામના મીરઝા મી૦ ગુલામ એહમદ કાદીયાનીએ તો પોતે "મેહદી" "મસીહ" તથા "કૃષ્ણ"નો દાવો ખુલ્લી રીતે કરેલો છે તોપણ શું થઇ શકયું છે? ઉલટા પંજાબમાં તો લગભગ એક લાખ તેમના ચેલા પણ થઇ ગયા છે. આ બધું એ તરફ થાય છે. વળી ગાનારાઓના મથક પણ એ તરફજ છે જયાં તે તાલીમ લઇ તૈયાર થાય છે, અને બધે પોતાનો હુન્નર દેખાડવા ફરતા ફરે છે. આથી આપણે કાંઇ ઉત્તર હીંદુસ્તાન કે પંજાબને વખોડવા માગતા નથી. તે પણ આપણાજ મુલક છે અને ત્યાં આપણાજ ભાઈ છે પણ તેઓ ગુજરાતનો વાંક કડેડે છે તેથી દલીલને ખાતર આટલું કહેવું પડે છે. જે ચીજ હરામ છે તે હરામજ છે. કુફ્ર, શિરક અને બિદઅતની વાતો મામુલી માણસો ગુજરાતી ચોપડીઓ વાંચીને શીખી ગયા છે તો શું પીરજાદાઓ નહીં જાણતા હોય? તેઓ જાણે છે પણ સાથે સાથે એમ પણ સમજે છે કે કુફ્ર અને શિરક એકદમ મટી જતાં નથી. તેને માટે તો તેમને ભારે મેહનત કરવી પડે છે. દેશના રિવાજ તથા લોકોના સ્વભાવ જોઇને ધીરે ધીરે કામ લેવામાં આવે તોજ બુરાઇઓ મટે છે. પીરજાદાઓએ ધીરજ, શાંતી તથા ખુલ્ક—વિવેકથી કામ લીધું ત્યારેજ આજે હીંદુસ્તાનમાં આઠ કરોડની સંખ્યામાં મુસલમાનો જોવામાં આવે છે. અરબસ્તાનથી અહીં આવેલા લોકોની ઓલાદની સંખ્યા તો થોડીજ હશે પણ આજે જબરી સંખ્યા મુસલમાનોની અહીં છે તે તો આ પીરજાદાઓના વડીલોએ જ્ઞાનની ચાદરો પાથરેલી તેનુંજ આ પરિણામ છે કે જેણે "રૂપલા" અને "પેમલા"ને "મીયાં ઇબ્રાહીમ" અને "મીયાં દાઉદ" બનાવી દીધા છે. આ કામ કાંઈ જેવું તેવું નથી. જો પીરજાદાઓએ લોકોને હિકમતથી દાવત દેવાનું કામ પોતાના ઉપર પહેલાંથી લીધું ન હોત તો હાલ જે ગામેગામ મસ્જીદો, અને મદરસાઓ બની રહયા છે તે બનવાનો વખત ભાગ્યેજ આવત. આ જે હાલ દીનના સારાં સારાં કામો થઇ રહયા છે તે ઘણે ભાગે તેમની મેહનતનુંજ પરિણામ છે. કુફ્ર, શિરક અને બિદઅત સવા રૂપીઓ ચાલતાં હોય ત્યાંથી ઓછાં શી રીતે થાય તેની પેરવીમાંજ પીરજાદાઓ તો હોય છે. અને તેટલા માટેજ તેમને એવા લોકોની સાથે ભળવું પણ પડે છે અને લોકોની બદનામી પ- ઉઠાવવી પડે છે. પણ તેઓ એમ સમજે છે કે જો નહીં ભળીએ તો દા૦

કામ પડી ભાગશે અને ખુદાના જ્ઞાનનો રસ્તો જે હાલ ખુલ્લો છે તે બંધ થઈ જશે. આવા ખ્યાલથીજ તેઓ બદલામી ઉઠાવીને પણ કામ કરી રહ્યાં છે. તેઓ સમજે છે કે જાહેર શિરક કરતાં અંદરનાં શિરક જે છળ, કપટ, બદે-ખાઈ, હુંપણું, કામ, ક્રોધ વિગેરે છે તે એવા જબરા છે કે પેગમ્બર સલ્અમે પણ તે તરફ સખત તિરસ્કાર બતાવેલો છે. તેથી આ અંદરના શિરક જ્યારે મટે ત્યારે માણુસ ખરો ઈમાનદાર થાય છે. માટે પહેલાં તો અંદરનાં શિરક કહાડવાની ખાસ જરૂર છે.

અમારા એક વડીલ પીર કાયમુદ્દીન બાવા સાહેબ ચિશ્તી જેમની દરગાહ વડોદરા પ્રાંતના પાદરા તાલુકાના એકલબારા ગામે છે તેમની એક મુરીદ—શિષ્યા રતનબાઈ નામે હતાં તેમનો દાખલો આપણે આપીશું. એ બાઈ પાટીદારણ હતાં અને વડોદરા પ્રાંતના કરજણ તાલુકાના પાછીઆ પરા (પાદશાહ પુરા) ગામના રહેવાસી હતાં. તે આજથી દોઢસો વરસ પહેલાં હયાત હતાં. તેમના ભજનોનો કેટલોક ભાગ ગુજરાતના પ્રખ્યાત સાક્ષર રાવ બહાદુર હર-ગોવીંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા સાહેબ જે પ્રથમ વડોદરા રાજ્યમાં વિદ્યાધિ-કારી હતા અને પાછળથી લુણાવાડા સ્ટેટના દીવાન નીમ્યા હતા તેમણે વડોદરામાં નીકળતા "સાહિત્ય" નામના માસિકનાં ઈ૦ સ૦ ૧૯૨૨ ના અંકોમાં સંગ્રહ કરેલો છે. તેઓ એ બાઈ વિશે ઉલ્લેખ કરતાં લખે છે કે "દોઢસો વરસ પહેલાં કાનમ જીલ્લામાં કેલવણીનું નામ નિશાન નહોતું, એટલે એ બાઈને તેનો લાભ મળ્યો નહોતો એ સ્પષ્ટ છે; છતાં એક અભણ બાઈના મુખથી જ્ઞાનમય ભજન નીકળે એ તેમના ગુરૂ તરફથી મળેલી પ્રસા-દીની ખરેખરી સાબીતિ છે." વિગેરે રા૦ બ૦ કાંટાવાળા સાહેબ લખે છે. રતનબાઈને જ્યારે જ્ઞાનનો રંગ ચડયો ત્યારે તેમણે એક પદમાં પોતાના ગુરૂ—પીર વિશે કહયું છે કે"

હું તો મોઈ જોઈ રૂપ રેખ, વિસારૂં ના નામને. ટેક.
અલખ પુરૂષ એક દીઠામાં આવ્યો, રૂપ રૂપનો ભંડાર
જોતાં ઢળી પડી હું તો એને, શુદ્ધી રહી ન લગાર. વિસારૂં.

* * * *

શબ્દ બતાવ્યો સોહંમ તણો ને, ઓહંમનો ઉઘડયો દ્વાર,
બાઈ રતનને મુરશદ મળીઆ, નજરે દીઠો દિશ્તાર. વિસારૂં.

તે પછી જેમ જેમ જ્ઞાન વધતું ગયું તેમ તેમ ઘણી સારી વાણી તેમણે કહેલી છે. હરી રસ વિશે તેમનું એક ભજન છે તે આ પ્રમાણે છે.

હરી રસની છે વાત ન્યારી, જે ચાખે તે જાણેરે. ટેક.
જ્ઞાન વિનાના ફાંફાં મારે, માથું કુટે પાણેરે. હરીરસ.

*    *    *    *

જેની પાસે પુંજી હરીની, તે છે ભરપુર નાણેરે. હરીરસ.

*    *    *    *

તે પછી તે બાઇ આગળ ચાલતાં એક પદમાં કહે છે કે;
મારાં ઘટનાં ઉઘડીઆં દ્વાર, મેં, તો કીધાંરે અડસઠ તીરથ આંગણે.
લોકો દોડા દોડા કાશી જાએ, રીઝાવે દેવળના દેવ,
અંતર ઘટમાં અલેખ બીરાજે, એની કરી જાણે નહીં સેવ–મેં તો કીધાંરે.
તપને વ્રતને હું નહીં જાણું, વેદ ન સમજું લગાર,
ગુરૂએ મારે માર્ગ બતાવ્યો તેથી, ઉતરી ગઇ ભવપાર–મેં તો કીધાંરે.

*    *    *    *

તે પછી ખુદાની એકતાનું જ્ઞાન થાય છે ત્યારે એક પદમાં તે મુસલમાનોને ઉદ્દેશીને કહે છે કે:

પીરે કલમો મને તો પઢાયો, ઉંડા અર્થ તેનો સમજાયો.
ખરો દીનનો રસ્તો બતાયો, મારા મનમાં ખુબ સમાયો. ટેક.
પહેલો કલમો અલ્લાહ એક છે, મોહમ્મદ બરહક કહાયો.—પીરે.
બીજો કલમો છે શહાદતનો, અલ્લાહનો ગુણ ગાયો. પીરે.
ત્રીજો કલમો તમજીદનો છે, ભેદ મને તો બતાયો. પીરે.
ચોથો કલમો તોહીદ બોલે, એક અલ્લાહ પરખાયો. પીરે.
પાંચમો કલમો પાક કરે છે, દૂર કુફ્ર તો ખીસાયો. પીરે.
આમન્તો હું હરખે પઢી ગઈ, રસ્તો ખરોરે સીખાયો. પીરે.
એ કલમાની ખુબી છે ન્યારી, દીનનો એ છે પાયો. પીરે.
પટો કહેવાએ જીન્નતનો એ, મારે હાથ એ આયો. પીરે.
પીર કાયમ દીન મુજને મળીયા, પ્રેમ રતનનો જગાયો. પીરે.

ઉપલી હકીકત જોતાં માલમ પડે છે કે રતનબાઇએ પ્રથમ ગુરૂ–પીર સાથે કર્યા અને શબ્દ લીધો. ગુરૂના બતાવ્યા પ્રમાણે ભકતી કરી તો હરી

માં તેમને આનંદ મળવા લાગ્યો. જ્યારે ગુરૂકૃપાથી જ્ઞાન થયું ત્યારે અંતરના પટ ઉઘડી ગયાં અને ઘટમાંજ ખુદા પ્રકાશવા લાગ્યો જેથી "કલેમો" જે ખુદાની તૌહીદનું સુત્ર છે તેનું આપોઆપ જ્ઞાન થઈ ગયું અને મુકતીની કુંચી મળી ગઇ. આવા દાખલા આપના સતપંથમાં પણ ઘણા નીકળશે. આથી સાફ જણાય છે કે અંદરનાં જે શિરક છે તે દૂર થાય છે તો ખુદાની તૌહીદ આપોઆપ પ્રકટ થાય છે અને અંતરને પ્રકાશમાન કરે છે. શિરકરૂપી અનેક છોડાંમાં જે તૌહીદરૂપી ગર ઢંકાઇ રહેલો છે તેને બહાર કહાડી જાહેરમાં લાવવા કેટલાં પડ તોડવાં પડે છે તેનો વિચાર કરવાનો છે. જયાંસુધી ધીરેધીરે શિરકનાં પડ હટતાં નથી ત્યાંસુધી તૌહીદનું જ્ઞાન થતું નથી.

**મસલહત.**—હાલ ખીલાફતના સવાલના અંગે પાંચસો આલીમોએ મસલહત જોઇને ફતવો આપેલો છે કે સરકાર સાથે સહકાર કરવો નહિં, સરકારી નિશાળોમાં છોકરાંઓને ભણવા મોકલવા નહીં, સરકારી કાઉન્સીલોમાં દાખલ થવું નહીં, સરકારી અદાલતોમાં વકીલાત કરવી નહીં, અંગ્રેજી માલ વાપરવો નહીં, હીંદુ લોકોની સાથે દેશના ભલાની ખાતર મેલાપ રાખવો, અને તેમની સલાહ કબુલ કરવી. આ પ્રમાણેના જાહેર ફતવા અપાઇ ચુકયા છે. હાલ સુધી ઉપલી એ વાતો વિશે કોઈ પણ કાંઈ બોલતું ન હોતું; પણ ઇસ્લામના ફાયદા માટે હવે આલીમોએ એ વાતો નુકશાન કારક જણાવી એટલે જે વાતો પ્રથમ વગર ગુન્હાની સમજી કરવામાં આવતી હતી તે હવે ગુન્હા તરીકે આલીમોએ ગણાવી, અને તેથી આઘા રહેવામાં ઈસ્લામની બેહતરી છે એમ બતાવ્યું. એટલે જે વાતો આજ સુધી હલાલ સમજાતી હતી તે હવે હરામ ગણાવા લાગી સંજોગો જોઇને આ હુકમ આપવામાં આવ્યો છે.

વળી જે કેટલીક વાતો નાદુરસ્ત હતી તે પણ ખીલાફતના નામથી લોકોમાં જારી થઈ ગઇ છે. અને છડેચોક લોકો તે કરવા લાગ્યા છે. કારણ કે તેઓ કહે છે કે બૅન્ડ, ઢોલ, તાંસાં, હારમોનિયમ વિગેરે વાજીંત્રો ખીલાફતના અંગના સરઘસોમાં તથા જલસાઓમાં વાગ્યાં છે અને આવા જલસાઓમાં સ્ત્રીઓનાં ગાયનો પણ થયાં છે. મુશરિકો—ગેર ઇસ્લામીઓ તથા ઇસ્લામીઓની તસવીરો તૈયાર કરવાનો તથા તે રાખવાનો તથા તેનો ફેલાવ કરવાનો શોખ વધી ગયો છે, અને હજુ વધતો જાય છે. તુરકી ઝંડો, કોમી ઝંડો, ખીલાફતનાં નિશાન વિગેરે હસ્તીમાં આવ્યાં છે અને તેના સરઘસો નીકળે છે તેને નવામાં આવે છે અને તેના નામથી પૈસા ઉઘરાવવામાં આવે છે. વળી મી૦ ક જે એક ગેર ઇસ્લામી હતા તેમના નામથી "તીલક સ્વરાજ ફંડ"

નીકળ્યું છે તેમાં પણ પૈસા ભરવામાં આવે છે. ગાંધી
અલીબિરાદર કે (યઓમે અલીબિરાદરાં) ઇદે કમાલીઆ જેવા
અને તે દિવસે તેના જલસા ભરાયા છે, ગુણ ગવાયા છે, રોશનીઓ
ઇઓ વહેંચાઈ છે. હીંદુ ભાઈઓ સાથે મેલાપ રાખવા ગાયોનાં ર.
ળ્યાં છે તથા ગાયોની કુરબાની બંધ કરવાની જાહેરાતો પણ ઘણી
નીકળી છે. ઉપયોગમાં આવે તેવા લુગડાં માત્ર તે પરદેશથી આવેલા
કારણથી બાળી નાંખવામાં આવ્યાં છે અને ખાદી પહેર્યા વગર નમાઝ કબુલ
થઇ શકતી નથી એવું પણ જોરથી જાહેર કરવામાં આવ્યું છે. આ બધા કામ
ખીલાફતના કામને જોર દેવાના નામે થયાં છે અને હજુ થાય છે. પુછવા
જઇએ છીએ તો કહે છે કે હાલ સંજોગો એવા છે એટલે મસલહત જોઇને
સૌ સાંખી લેવાનું છે. વખત આવશે ત્યારે દુરસ્તી થઇ રહેશે. હાલ ચુપચાપ
રહો. આ પ્રમાણે કહીને ચુપ રહે છે. જો ચુપ ન રહે તો તેમની વિરૂદ્ધ ફતવા
નીકળે. આ બાબતો લોકો નજરે નજર જુવે છે તોપણ વખત વિચારીને ચુપ
રહે છે. એક માણસે આ વાતો ન થવી જાઇએ એવું લખ્યું તો તેને "ખીલા-
ફતના વિરોધી"નો ઇલકાબ આપવામાં આવ્યો હતો. ખીલાફત જે ઈસ્લામનો
એક ભાગ ગણવામાં આવે છે તેને માટે તો ઉઘાડી રીતે આવી વાતોને મસલ-
હતરૂપી બતાવવામાં આવે છે અને ખાસ ઇસ્લામનાજ વધારા માટે જો પીરજા-
દાઓ કાંઇ એવું કરે કે લાગલા તેમના ઉપર શિરકના તોહમતો મુકવામાં
આવે છે! ખીલાફતના કાર્યમાં મોટા મોટા આલીમો શામીલ છે અને રાત
દિવસ જુવે છે પણ વખત જોઇને ચુપ રહયા છે. તેમની મસલહત સારી છે.
તેઓ કહે છે કે જો વિરૂદ્ધ બોલીશું તો ખીલાફતની ચળવળને ધોકો લાગશે.
તેમનું એ કહેવું પણ ઠીક છે. વખત વિચારવોજ જોઇએ. પણ આ પ્રમાણે
સૌ આવી બાબતમાં વખત વિચારવામાં આવે તો સારૂં. જયાં દીનની ઉઘાડી
તરકકી થતી હોય તો ત્યાં પણ મસલહત જોવીજ જોઇએ. ત્યાં પીરજાદાઓની
વાતને તોડી દાવતના કામને ધોકો પહોંચાડવાની જરૂર નથી. તેમના કામનો
નતીજો ફાયદા કારક આવે છે કે નહીં તે જોવાનું છે. આજે જે મસ્જીદો
અને મદરસાઓ છે તે તેમના કામનાજ નતીજા છે. નહીં તો અહીં તો બધે
બુતખાનાં હતાં, પીર લોકોએ ઉપદેશથી વેહદાનિયત ફેલાવવાનું કામ કર્
છે. તેમની પાસે કાંઈ તરવાર નહોતી. તેમની અંતર શકિત એજ એ
તરવાર હતી. અને એ વડેજ તેમણે લોકોને ખેંચ્યા હતા. કોઇ પણ
જાદા કુફર અને શિરકના કામને કદી પણ પસંદ કરેજ નહીં. મસ
ખાતર કદાચ તેઓ હાલના મામલાની માફક કાંઇ ના બોલે તો તે
લબમાં ખેંચાય છે એમ માની લેવું એ કાંઈજ નહીં પણ તેમને

. તેમના નાના હાહાનું છે માટે તેની તેમને લાગણી ન
/ નહીં. આ લાગણીને લઈનેજ તેઓ લોકોના તરફની બોલીઓ
.લામી ઉઠાવે છે તો પણ દાવતના કામથી પાછા હઠતા નથી.
.હ છે કે દીનની ખીજમત કરવામાં કદાચ લોકો આપણને ગમે
.જખી બનાવે તેની પણ આપણને કાંઈ પરવા નથી; કારણકે દાવતના
. માટે આપણે તો સૌથી હળી મળીનેજ ચાલવાનું છે.

શેખ સાદી સાહેબ જેવા આલીમ પણ કહી ગયા છે કેઃ—

સાદીઆ ગર વસ્લ ખ્વાહી, સુલહ કુન બા ખાસો આમ,
બા મુસલ્માં અલ્લાહ અલ્લાહ, બા બિરેહમન રામ રામ.

અર્થ.-હે સાદી, જો તું સૌ ભાઈઓની સાથે મેળાપ રાખવા ચાહતો હોય તો સઉની સાથે હળીમળીને ચાલ, મુસલમાનો મળે તો "અલ્લાહ અલ્લાહ"ની અને હીંદુ મળે તો "રામ રામ"ની વાત કર.

શેખ સાદીસાહેબ જેવા આલીમના વચન પ્રમાણે વર્તવામાં હીંદુભાઈઓથી મળવાનો વધારે પ્રસંગ આવે તો શું તેમની સાથે તેમના રંગની વાત કરી તેમને ન સમજાવવા? તેમના ખ્યાલ પ્રમાણે ધર્મની ભક્તીમાં જે સાધનો તેઓ જરૂરી સમજે છે તે આપણે તેમને નહીં રાખવા દઈએ તો તેમનાં જીવ આપણી સાથે જ્ઞાનમાં શી રીતે ભળી શકશે તેનો વિચાર કરવો જોઈએ.

જે લોકો પવન, પાણી, અગ્ની, ચંદ્ર, સૂર્ય, નક્ષત્ર, દેવતાઓ વિગેરેને પ્રસન્ન કરવા તેમના આગળ મંથાં ઝુકાવવામાં આનંદ માનતા હોય તે લોકો જ્ઞાન મેળવવાની આતુરતામાં બીજી વસ્તુઓ પડતી મુકી પ્રેમના આવેશમાં કદાચ કોઈ પીરના પગ ચુમવા વાકા વળે તો શું એથી શિરક વધે છે કે તેથી જડવાદ ઉપરથી પીર તરફ અને પીર તરફથી ખરા ખુદા તરફ જવાનો ...ર્ગ ખુલ્લો થાય છે? અહીં નૈયત શિરક કરાવવાની નથી પણ વેહદાનીયત
ર લાવવાની છે અને વેહદાનિયતનું જ્ઞાન ધીરે ધીરે થાય છે. શિરકનો
. થાય એ નૈયતથી સોળ આના શિરકને ઉત્તેજન આપવું અને શિરક
.ય એ નૈયતથી શિરકને ઓછા સ્વરૂપમાં લાવવું એમાં બહુ મોટો ફરક
.ાં ધીરે ધીરે ખુદાની વેહદાનીયત ઉપર લાવવાની શુભ નૈયત છે. એટલે
થયાનું કહેવામાં આવે છે તે ઘણુંજ આછા સ્વરૂપનું અને વેહદાની-
લાવવા માટેનુંજ હોય છે.

દરેક જણ જાણે છે કે ઈલ્મની ઉજરત—મહેન
વાતને ઈસ્લામ તદન નાદુરસ્ત ગણે છે, તોપણ હાલ સ૦
મોએ તે વાતને દુરસ્ત બતાવી છે અને કહયું છે કે ઈલ્મ પ
વાસ્તેની નૈયતથી પઢાવે અને અવેજ આપનાર ખુદા વાસ્તેની નૈ
અહીં ચોખ્ખી સ્વાર્થની બાબત છે તોપણ ઇસ્લામની બેહતરીની વાત
ધરી નૈયત ઉપર આધાર રાખેલો છે. અને નાદુરસ્ત વાતને પણ ઈસ્લ
બેહતરી માટે દુરસ્ત બતાવી છે. આથી જણાય છે કે એવા ફતવા છે કે નૈય
સારી હોય તો ગુન્હો નથી.

# પારસી મુસલિમ એકતા.

પારસી ભાઇઓ મહાન હઝરત મોહમ્મદ પેગમ્બર સલ્અમ તરફ ઘણો પ્રેમ ભાવ રાખે છે અને એનું મુખ્ય કારણ તેઓ એ બતાવે છે કે તેમણે દિનીયાર દસ્તુર જેમનું બીજું નામ સલમાને પારસી હતું તેમની મારફત પારસીઓના લાભ માટે એક ઘણો સારો લેખ લખી આપેલો છે જેથી પારસીઓને હમેશાં ઘણી રાહત થઈ છે એ લેખમાં લખ્યું છે કે "તેઓને (પારસીઓને) મેં સર્વ વાતે અમન—સહી સલામતીમાં રાખ્યા છે તથા મુકત કર્યા છે. તેઓ જે જમીન અથવા ટાપુ અથવા જે મુલકમાં રહેતા હોય ત્યાં તેમની ઉપર જરા પણ જુલમ થવો જોઇએ નહીં. તથા તેમના માલ ઉપર કોઈએ હાથ નાખવો નહીં. તેમજ તેમની ઉપર કોઈ પણ પ્રકારની સખતી કરવી નહીં. આ ફરમાન જેના વાંચવામાં કે જાણવામાં આવે તેણે એ લોકોના જાન માલની દેખરેખ રાખવી. તેમની સાથે નેકી કરવી અને તેમના ઉપર જો કાંઇ જુલમ થતો હોય તો તે દુર કરવો. તેમના ઉપરની ખંડણી કુશતીની જકાત તથા વેઠનો બોજો માફ કરવામાં આવેલ છે તથા બીજા પણ કેટલાક મામુલો તથા લવાજમોમાં તેમને રાહત આપેલી છે. કે જેથી તેમને પોતાની ઈબાદત કરવાની જગાઓ બાંધવી હોય તો વગર સંકોચે બાંધે. તેઓ જો પોતાના ધર્મના રિવાજ પ્રમાણે સાફ સુથરો પોશાક પહેરે તથા પોતાનાં રૂવાનને અવ્વલ મંજલ પહોંચાડવાની ધર્મના ધારા પ્રમાણે ક્રિયા કરે તો તેમને અટકા નહીં. વળી તેઓ જો મોટી ઇમારતો બાંધે, અગર ઘોડા ઉપર સ્વારી કરે તેમને કોઇએ રોકવા નહીં. ઇસ્લામ ધર્મથી જેઓ ઉલટા ચાલે છે તેમન એ લોકોને સારા સમજવા. તેમની આબરૂ ઉપર નિગાહ રાખવી" હકીકત તે ફરમાનમાં લખેલી છે એમ "દીનિયાર દસ્તૂરનો કિસ્સો" જણાય છે. પેગમ્બર સલ્અમના ફરમાન જો પારસીભાઇઓ માટે હોય તો પારસી કોમ માટે તેમને કેટલી લાગણી હતી તે આથી

ના જાનમાલનું રક્ષણ કરવા, તેમની આબરૂ બચાવવા ધર્મ પ્રમાણે ક્રિયાઓ કરવા દેવાની છુટ આપવા, તેમના અટકાવવા, તેમના ઉપરના કરો માફ કરવા, તેમની સાથે ને તેમને આબાદીમાં લાવવા જે પેગમ્બરને આટલો બધો ખ્યાલ કેટલા ઉદાર મનવાળા હોવા જોઇએ? એ મહાન પેગમ્બરના રસ્તે ઓને પણ પારસી ભાઇઓની તેટલીજ લાગણી હોય એ કુદરતી હાલ પણ તેઓ પારસીભાઇઓની સેવા કરવા તૈયાર છે. લગભગ તેરસો વરસથી જે ઈસ્લામે પારસી ભાઈઓ માટે આવી ઉદાર લાગણી બતાવી તેમને દુનિયાના જાહેર ફાયદા પહોંચાડયા હોય તો તે જ્ઞાનના રૂહાની—આત્મિક ફાયદા પણ પહોંચાડી શકે. આ જમાનો સખત જડવાદનો છે જેણે માણસના ઇમાનને ઘણાંજ ગુંચવાડામાં નાખી દીધેલ છે. ઈમાનની આબાદી માટે ખુદાના જ્ઞાન તરફ વળવાની પ્રથમ ફરજ છે. અને આ વાત સૂફીઝમના માર્ગે ચડવાથી પ્રાપ્ત થાય છે. ઉપલું ફરમાન જોતાં માલમ પડે છે કે ઇસ્લામને પારસી ભાઇઓ માટે કાળજી છે કે તેઓ જ્ઞાનના રસ્તા ઉપર આવી આગળ વધે. સૂફીઓના સરદાર મહાન હઝરત પેગમ્બરની લાગણી પારસીભાઇઓ માટે કેવા શુદ્ધ પ્રેમની છે તેનો જો પારસીભાઇઓ વિચાર કરશે તો તેમનો અંતર આત્મા-જ તેમને એ વિશેની સાક્ષી આપશે. મુસલમાન ભાઇઓએ પણ પારસી ભાઇઓનો ખ્યાલ જરૂર રાખવાનો છે કે પ્રેમમાં વધારો થાય.

## છેવટ અપીલ.

ઉપલા ભાષણમાં આપણે બતાવી ગયા છીએ કે આ દેશને માટે હીંદુ મુસલિમ એકતાની ઘણીજ જરૂર છે અને એ એકતા નિસ્વાર્થી—ઇશ્વરી જ્ઞાન-વાળી હોવી જોઇએ. એટલે આવા પ્રકારની એકતા કરવામાં સતપંથી ભાઇઓએ ઘણો સારો ભાગ ભજવેલો છે જેને માટે તેઓ ધન્યવાદને પાત્ર છે. તેમની આ સંસ્થાની ખુબીઓ હજુ લોકોને આગળ ઉપર જણાશે. ચારસો વરસ ઉપર કાયમ કરેલી એક ચીજ હાલ પણ જેવીને તેવી કાયમ રહે એ તે વસ્તુના સારા ગુણની ખાસીયત છે. એનામાં જો પરમાર્થ બુધ્ધી રહેલી ન હોત તો તેનું નામ નિશાન પણ હોત નહીં. માટે આવી ઉપયોગી સતપંથની ને જેટલી આગળ વધારવામાં આવશે તેટલોજ સમાજને તથા દેશને થશે કારણકે તેથી ખરી એકતાની જડ મજબુત થશે.

શના નેતાઓએ માયાવાદના હીસાબે હીંદુ મુસલિમ એકતા કરાવવા ઘણી કરે છે પરંતુ તે નભી શકતી નથી. અને નેતાઓ પોતેજ હવે